સાહિત્ય તો એક મહાસાગર છે તેના એક એક અંગનો અભ્યાસ ખૂબ સમય માગી લે છે થોડી ગુરુગમની પણ તેમા અગત્ય રહે છે " આમ વિશાળ દૃષ્ટિએ વિચાર કરતા જૈન દર્શનનો હજુ તેઓશ્રી પૂર્ણ અભ્યાસ કરી શક્યા નથી કંઈક આપમેળે અને કંઈક મિત્રોએ જે જે તેઓશ્રી પાસે રજૂ કર્યું તેનો તેઓશ્રીએ અભ્યાસ કર્યો જૈન તત્વના મહત્તવના ઘણા ગ્રથો હજુ તેઓ અવલોકી શક્યા નથી એટલે આ નિબધને સર્વાગી દૃષ્ટિએ તેઓ ન્યાય આપી શક્યા નથી અધૂરા અભ્યાસને અગે તેમા કેટલીક સૈદ્ધાન્તિક સ્ખલના રહેવા પામી હતી તેમ નમસ્કારના નવપદો માટે પણ જેટલુ કહેવુ જોઈએ તેટલુ કહેવાયુ નથી આ ખામી દૂર કરવા માટે પૂજ્ય ભાનુવિજયજી મહારાજે પ્રયાસ કર્યો છે અને સારોએ નિબધ તે દૃષ્ટિએ અવલોકી આપ્યો છે તેમજ વધુ નિબધમા રજુ નહિ થયેલ અને નમસ્કારનુ રહસ્ય સમજવાને માટે ખાસ ઉપયોગી એવુ થોડુ સાહિત્ય ગ્રથના આરભમા તેઓશ્રીએ શ્રમ લઈને પ્રસ્તાવનારૂપે લખી આપેલ છે તે માટે અમો તેઓશ્રીના આભારી છીએ

આ પ્રવૃત્તિને અપનાવવામા અનેકનો સહકાર ઉપયોગી નીવડ્યો છે અને સૌના સહકારથી જ આ કાર્ય પાર પડી શકેલ છે તે સૌને જુદા જુદા યાદ કરવા માટે પૂરતુ સ્થાન નથી એમ છતા આ નિબધના અનુવાદક શ્રીયુત દવે સાહેબે વિષયને ન્યાય આપવામા જે રસ દર્શાવ્યો છે અને જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે તેઓશ્રીએ ગમે ત્યારે આવીને નિબધને સુધારવામા જે શ્રમ લીધો છે તે શ્રમ અમો ભૂલી શકતા નથી અને આ યોજનાના સચાલનમા નિરતર રસ લઈ રહેલ આ સભાના ઉપપ્રમુખ શ્રીયુત ફતેહચદભાઈ ઝવેરભાઈના શ્રમની નોધ લેવાનુ મન પણ અમો રોકી શકતા નથી

આ સાથેના પુસ્તકમા લેખક શ્રી ભદ્રાચાર્યનો નમસ્કાર

મહામંત્ર પર નિબંધ છે. લેખકે પૌર્વાત્ય પાશ્ચિમાત્ય જૈનેતર સાહિત્ય ઘણું જોયેલું, પરંતુ જૈન પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર વગેરે ગ્રન્થ જોયા પછી એમનું દિલ ઠર્યું, અને તત્ત્વ સંબંધમાં નિશ્ચિત થયું. અનેકાંતવાદ પર મંડાયેલા જૈન તત્ત્વોમાં એમને યથાર્થતા ભાસી; જેનો પરચો 'જિનવાણી,' 'અનેકાંતવાદ' ષડદ્રવ્ય, પર નિબંધ (Thesis) વગેરેમાં દેખાય છે. માત્ર એમને દિગંબર જૈનોનું સાહિત્ય વધુ મળ્યું હોવાથી અને શ્વેતાંબર જૈન સાહિત્ય વિશેષ મળ્યું ન હોવાથી લેખનો સહેજે ઝોક કેવો હોય તે સમજાય એવું છે. એથી જો કે નમસ્કાર મંત્રના વિષયમાં એમણે સુંદર નિબંધ લખ્યો, પરન્તુ કેટલાક શ્વેતાંબરસંમત તત્ત્વો એમાં યોગ્ય સ્થાન પામ્યા નહિ. એથી વિદ્વદ્વર્ય પૂ. પંન્યાસજી શ્રી ભદ્રંકરવિજયજી મહારાજે અને મેં એમાં જરૂરી ફેરફાર સૂચવ્યા. તે મુજબ આ નિબંધને સંસ્કારવાનું કાર્ય શ્રી ધીરજલાલ ટોકરશી શાહને સોંપવામાં આવ્યું. તે પછી તેમણે શ્વેતાંબર સિદ્ધાન્તોને યોગ્ય સ્થાન આપી ઘટિત ફેરફાર સાથે શ્રી ભટ્ટાચાર્યના નિબંધને પ્રકાશન યોગ્ય કર્યો છે.

છેલ્લે આ પ્રકાશન કાર્યને ઉદારભાવે અપનાવવામાં તેનું રસપૂર્વક નિરંતર સિંચન કરનાર શેઠશ્રી **જીવતલાલભાઇનો** પુનઃ આભાર માની આ દિશામાં વધુ ને વધુ સાહિત્ય-સંસ્કારનો પ્રચાર થતો રહે તેવી શુભેચ્છા સાથે નિબંધ પ્રશંસકોનો આભાર માની વિરમીએ છીએ.

**પ્રકાશક**



ધર્મવીર જૈન નરરત્ન

રાવબહાદુર શેઠ જીવતલાલ પ્રતાપશી

# અનુવાદકનું પૂર્વકથન

જૈન ધર્મની 'તીર્થંકરોએ ઉપદેશેલા સંયમધર્મ' તરીકે અથવા 'મહાવીરસ્વામી'ના આચારધર્મ તરીકે જગતભરમાં પ્રસિદ્ધિ પામ્યો છે, તે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવશે કે જૈન ધર્મ અને તત્ત્વજ્ઞાનનું ધ્યેય જગતનાં ભારતીય અન્ય દર્શનોના ધ્યેય કરતાં જુદું જ પડી જાય છે કેવળ જ્ઞાનથી જ મોક્ષ છે એમ વેદાંત માને છે, પરંતુ જો આ જ્ઞાન આચારમાં ઉતર્યું તથા સંયમવડે શુદ્ધ થયું ન હોય તો તે શુષ્ક જ્ઞાન જ રહી જવાનો મોટો ભય છે, માટે જ તત્ત્વાર્થસૂત્રકારે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણે મળીને મોક્ષમાર્ગ એટલે મોક્ષનું સાધન બને છે એમ ભારપૂર્વક કહ્યું છે જૈન ધર્મને તપપ્રધાન ધર્મ પણ કહેવામાં આવે છે અને તે યથાર્થ પણ છે એક રીતે તપનો મહિમા દરેક ધર્મમાં છે જગતના મુખ્ય ધર્મોમાં તે તે ધર્મોનાં વ્રતો, અનુષ્ઠાનો અને તપશ્ચરણની વિવિધ પ્રક્રિયાઓ આપેલી જ છે, અને વિસ્તારથી તેનું પૃથક્ પૃથક્ વર્ણન આ સ્થાને કરવું અસ્થાને છે ઉપનિષદોમાં કહેલું છે તેમ **सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा** આ આત્માનો સાક્ષાત્કાર સત્યના આલંબનથી અને તપના આલંબનથી થાય છે હવે મંત્રવિદ્યાની સિદ્ધિનો આધાર તપ અને સંયમ પર છે માટે તપનો જરા વિશેષ વિચાર કરવાની જરૂર છે બહુ જ સાદી ભાષામાં તપનો અર્થ કરીએ તો તે સાધ્યને સિદ્ધ કરવા માટેની એક પ્રવૃત્તિ છે.

જેવી રીતે વિજ્ઞાનનું તેમજ સાહિત્યનું છે. કોઇ ઉત્તમ સાહિત્યની કૃતિ તપ વગર થતી નથી. રામાયણ લ્યો કે અશ્વઘોષનું બુદ્ધચરિત લ્યો, ઉપનિષદો લ્યો કે જૈન આગમ સાહિત્ય અને દાર્શનિક સાહિત્ય લ્યો આ બધી કૃતિઓને તપોનિષ્ઠ મહાત્માઓ સિવાય કોઇ સામાન્ય પ્રાકૃત મનુષ્ય રચી શક્યો જ ન હોત કારણ કે કાવ્ય આદિ વ્યાવહારિક સાહિત્ય અને ધાર્મિક સાહિત્ય બન્નેમાં જો લેખકની શુદ્ધ અને નિર્મળ બુદ્ધિ હોય તો જ આપણને સનાતન સત્યોની ઝાંખી કરાવી શકે છે. તપ અને સંયમ વગર આવી નિર્મળ બુદ્ધિ થવી અશક્ય છે, માટે જ ગીતાના ૧૭મા અધ્યાયમાં ત્રણ પ્રકારના તપનું વર્ણન છે. અને જૈન ધર્મમાં હવે તપની પાછળ રહેલી ભાવનાનો વિચાર કરીએ તો તપ બે પ્રકારનાં થાય છે. (૧) લૌકિક સિદ્ધિ માટેનું અને (૨) આધ્યાત્મિક અભ્યુદય કિંવા નિઃશ્રેયસ અને આત્મસાક્ષાત્કાર માટેનું બીજા પ્રકારનું તપ આત્માર્થી હોવાથી સંપૂર્ણ નિષ્કામ કહેવાય છે

જગત્‌માં તપ વગર કોઇને કશી પણ સિદ્ધિ પ્રાપ્ત થઇ છે? ના. વ્યાવહારિક જીવનમાં આપણે કોઇ પણ ક્ષેત્ર લઇએ, તેમાં જે જે વિચારો ફલદાયક બન્યા, તેમની પાછળ કોઈ પણ વ્યક્તિ અથવા વ્યક્તિઓનું તપ હોય છે જ. સૈકાઓથી વૈજ્ઞાનિકો ભૌતિક પદાર્થોના ગુણધર્મો શોધવામાં પડયા છે અને તેમની તપશ્ચર્યાના પરિણામે 'અણુશક્તિ' શોધાઈ. આ અણુશક્તિનો ઉપયોગ માનવકલ્યાણાર્થે કે વિનાશાર્થે કરવો એ જુદો પ્રશ્ન છે. સારાંશ એ છે કે–તપનું ફળ મળે જ છે. એમાં શંકા લાવવાનું કારણ નથી. જૈન ધર્મના બાર પ્રકારના તપને વધારે અગત્યનું સ્થાન આપ્યું છે. તત્ત્વાર્થ સૂત્રકારનાં શબ્દોમાં **तपसा निर्जरया च** (અધ્યાય ૯, સૂત્ર ૩) તપવડે સંવર અને નિર્જરા થાય છે. સંવરથી નવાં કર્મો બાંધવાની ક્રિયા બંધ પડે છે અને નિર્જરાવડે કર્મ ક્ષય થતો જાય છે. આ બન્ને ક્રિયાઓના પરિણામે મોક્ષ મળે છે.

નિશ્રેયસ માટે જે તપશ્ચર્યા વિહિત છે તેમા ‘ વદના ’ એક અગત્યનુ અગ છે देव द्विज गुरु प्राज्ञ पूजनं शौच मार्जवम् એમ ગીતા કહે છે ત્યારે મોક્ષના આશયથી આસ્તિક જૈન ‘ नमो अरिहंताण ’ વગેરે પચ–નમસ્કારનો મત્ર હમેશા જપે છે. ઇતર ધર્મવાળાઓ તેમના ઇષ્ટ દેવનુ ધ્યાન, પૂજન, અર્ચન, જપ વગેરે કરે છે આ બધા ધર્મોમા એક વાત સમાન છે અને તે એ છે કે–તેનાથી આત્મકલ્યાણ થાય છે ફેર એટલો જ કે–ખ્રીસ્તી અને ઇસ્લામી ધર્મોમા પ્રભુની કૃપા ઉતરવાથી આત્મકલ્યાણ થાય છે જૈન ધર્મ આવી જાતના કૃપાવાદને માનતો નથી જૈન ધર્મ પુરુષાર્થી અને આત્માર્થી છે એટલે કે દરેક જીવ પોતાના પુરુષાર્થથી અર્હત્ પદ કે સિદ્ધ પદ પામીને પરમાત્મસ્વરૂપ બની શકે છે. પુરુષાર્થની દષ્ટિ હોવાથી જૈન ધર્મમા આત્મશોધન પર ખૂબ જ ભાર મૂકાયો છે, મારી નમ્ર સમજણ પ્રમાણે, અધ્યાત્મના રસ્તા પર ચડેલા માર્ગાનુસારી જીવને, સસારી બધનોમાથી મુક્ત થવા માટે જે જરૂર છે તે આ પચ પરમેષ્ઠીઓ પૂરી પાડે છે મારા મતવ્ય પ્રમાણે, સાધુ, સાધુજીવનનો આદર્શ આપે છે

પછી ક્રમશ ઉપાધ્યાય અને આચાર્ય, વધારે ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાની સાથોસાથ તત્ત્વની સાચી જ્ઞાનપ્રાપ્તિનો આદર્શ પૂરો પાડે છે પણ કેવલી–અર્હત્નો આદર્શ અર્હત્ થવુ એટલે મનુષ્યદેહે વીતરાગ દેવની પેઠે સ્થિતિ કરવી તે આ આદર્શ એટલો બધો ઉચ્ચો છે કે તેને વર્ણવવા માટે શબ્દો ઝાખા પડી જાય છે અને સિદ્ધિનો આદર્શ એટલે સ્વય પરમાત્મા થવુ તે નિદ્વિત્વ એ નિશ્રેયસની પરમાવધિ છે सा काष्ठा सा परागति । એનાથી વધારે ઊચુ સ્થાન નથી કોઈ ગતિ નથી, કાઈ પ્રાપ્તવ્ય નથી

આ ત્રણે આદર્શો નમસ્કાર મહામત્રમાથી આપણને મળે છે જેને મહાત્મા ગાધી વ્યાપક ધર્મભાવના કહે છે, તે આવી

રીતે નમસ્કાર મહામંત્રમાં મૂર્તિમંત થયેલી જોવામાં આવે છે. **नमो लोए सव्वसाहूणं**–જગતના તમામ સાધુપુરુષોને વંદન હજો ! ઉદાર ધર્મભાવનાને જગત્ આખું કુટુંબ જ છે. **यत्र विश्वं भवति एकनीडम् ।**

એક બીજી વાત. મંત્રશાસ્ત્ર પોતે જ એક વિશાળ સાગરોપમ વિષય છે અને પૂર્વના તથા પશ્ચિમના વિદ્વાનોએ તેના પર ખૂબ મંથન કરીને લખ્યું છે. અમુક પ્રકારે તે ગુરુગમ્ય વિદ્યા છે. તેમ છતાં સાત્વિક હૃદયથી શ્રી નમસ્કાર મહામંત્રનું ધ્યાન કરીએ તો ચિત્ત–શુદ્ધિ અને પરિણામે આત્મ–શોધન થયા વગર રહે જ નહિ. અર્થ સમજ્યા વગર પણ શ્રદ્ધાથી શબ્દોચ્ચાર કરે કે હૃદયમાં તેને સ્થાપવાનો પ્રયત્ન કરે, તો, તે પણ સાધકને ફલપ્રદ થયા વગર રહેશે નહિ, માટે એ યોગ્ય જ કહેલું છે કે:—

**एषः पंचनमस्कारः, सर्वपापप्रणाशनः ***
**मंगलानां च सर्वेषां, प्रथममस्ति मंगलम् ।**

શરદ્પૂર્ણિમા–૨૦૦૬
ભાવનગર

જયંતિલાલ ભાઇશંકર દવે

* મૂળમાંથી સંસ્કૃતમાં રૂપાન્તર મારું કરેલું છે,

જ. ભા. દવે



# વિષયાનુક્રમણિકા.


| | | |
|---|---|---|
| પ્રકરણ ૧. | | પૃષ્ઠ |
| ૧ | નમસ્કાર મહામંત્રના અભ્યાસ માટેની પૂર્વ ભૂમિકા | ૧ |
| ૨ | ઈશ્વર અને માનવ | ૨ |
| ૩ | ઇશ્વરને અપાયેલા કેટલાક વિશેષણો | ૩ |
| ૪ | વિશેષણોની સમાનતા | ૪ |
| ૫ | ચાર મુખ્ય લક્ષણો. | ૫ |
| ૬ | પરમાત્મા. | ૯ |
| ૭ | જુદા જુદા વાદો | ૧૨ |
| ૮ | ઉત્ક્રાન્તિવાદ. | ૧૬ |
| ૯ | જેમના વડે ધર્મનો પ્રકાશ થાય છે. | ૧૭ |
| ૧૦ | પ્રમાણભૂત તત્ત્વ | ૧૯ |
| ૧૧ | મધ્યકાલીન યુરોપનુ તત્ત્વજ્ઞાન. | ૨૧ |
| ૧૨ | પૂજનીય તત્ત્વો | ૨૩ |
| ૧૩ | ધર્મનુ કાર્ય. | ૨૫ |
| ૧૪ | મહામંત્રની સમીક્ષા | ૨૬ |
| પ્રકરણ ૨. | | |
| ૧ | મહામંત્ર | ૨૭ |

૨ અર્હત્. ૨૯
૩ પંચ કલ્યાણક. ૩૦
૪ અર્હત્‌નાં નામો. ૩૫
૫ અર્હત્‌નાં બાર ગુણો. ૩૫
૬ અનંત-ચતુષ્ટય. ૩૬
૭ જ્ઞાનાતિશય અથવા સર્વજ્ઞતા. ૩૯
૮ જ્ઞાન વિષે અન્ય દર્શનો. ૪૧
૯ સર્વજ્ઞતાની સિદ્ધિ. ૪૬
૧૦ અર્હત્‌ના આહારવિષે મતભેદ. ૫૩
૧૧ અર્હત્ એક આપ્ત પુરુષ. ૬૬
૧૨ સિદ્ધનું સ્વરૂપ. ૭૪
૧૩ આઠ ગુણો. ૭૮
૧૪ કેટલાંક અસાધારણ મંતવ્યો. ૮૦
૧૫ સ્ત્રીઓનો મોક્ષાધિકાર. ૮૯
૧૬ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ. ૯૬

પ્રકરણ ૩.

૧ નમસ્કાર. ૧૦૪
૨ ધ્યાનના પ્રકારો. ૧૧૦
૩ ચાર પ્રકારના આલંબનો. ૧૧૨
૪ મહામંત્રનું ધ્યાન. ૧૧૪
૫ મહામંત્રની વ્યાપકતા. ૧૧૫
૬ જૈન ધર્મની આસ્તિકતા. ૧૧૬
૭ મહામંત્રનું ફળ. ૧૧૮
૮ ઉપસંહાર. ૧૧૯

---

## શુદ્ધિ-પત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૪ | Sntution | Intution |
| ૧૨ | ૯ | પોતની | પોતાની |
| ૨૩ | ૨૨ | વિદ્વતા | વિદ્વત્તા |
| ૨૪ | ૧૯ | ખ્રતીઓ | ખ્રિસ્તીઓ |
| ૨૭ | ૭ | सितम्बुजे | सिताम्बुजे |
| ૨૮ | ૯ | असिआऊसा | असिआउसा |
| ૩૧ | ૨૧ | એતો | એઓ |
| ૩૨ | ૧૩ | બોગેને | ભોગોને |
| ૩૩ | ૨૫ | દેખાડે છે | સ્થાપિત કરે છે |
| ૩૪ | ૨૦ | ગોશિર્ષચંદનના | ગોશીર્ષચંદનનાં |
| ૩૫ | ૫ | અટ્ઠાનિગ | અષ્ટાહ્નિકા |
| ૩૫ | ૧૯ | અર્હન્ત | અર્હત્ |
| ૩૬ | ૨ | દેશરૂપ | દ્વેષરૂપ |
| ૩૭ | ૧૬ | ઘાતીકર્મો | ઘાતીકર્મો |
| ૩૯ | ૭ | નિમગતા | નિમગ્નતા |
| ૩૯ | ૨૩ | પૂર્ણા | પૂર્ણ |
| ૪૦ | ૧૩ | ક્ષાલ | ક્લીવ |
| ૪૩ | ૫ ૮ | કશાને | કથાને |
| ૪૫ | ૨૪ | વસ્તુઓતુ | વસ્તુઓનુ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૭ | ૨૦ | અપૌરૂષેપ | અપૌરુષેય |
| ૭૨ | ૧૬ | વડઝવર્થના | વર્ડ્ઝવર્થના |
| ૭૩ | ૧૮ | લૂલા | લૂલો |
| ૭૩ | ૧૯ | તેમનો | તેમનું |
| ૭૪ | ૧ | રાજકરણુની | રાજકારણુની |
| ૭૫ | ૧૬ | ...એટલે | મુક્તાત્મા એટલે |
| ૭૭ | ૨૫ | સંક્ષેપરૂચિ | સંક્ષેપરુચિ |
| ૭૯ | ૧૦ | ...છે | શકે છે |
| ૮૦ | ૧૪ | ફરીથી | ફ્રીથી |
| ૮૧ | ૧૯ | ઊર્ધગતિથી | ઊર્ધ્વગતિથી |
| ૮૯ | ૭ | શૂન્યવત્ | 'અર્થાત્ અન્ય દ્રવ્યોથી રહિત' |
| ૯૦ | ૨૬ | 'સંચેલત્વ' | સચેલત્વ |
| ૯૧ | ૧૪ | આવિર્ભાવઃ | આવિર્ભાવ. |
| ૯૧ | ૨૬ | નપુસકો | નપુંસકો |
| ૯૬ | ૧૩ | અધિકારણી | અધિકારિણી |
| ૯૮ | ૧૦ | પ્રાયશ્ચિત. | પ્રાયશ્ચિત્ત, |
| ૯૯ | ૭ | ચંદપન્નતિ | ચંદપન્નત્તિ |
| ૧૦૧ | ૨૫ | અતમાની | આત્માની |
| ૧૦૫ | ૨૦ | જરૂરીયાતો | જરૂરીઆતો |
| ૧૧૧ | ૨૩ | અદ્ભૂત | અદ્ભુત |
| ૧૧૨ | ૧૧ | –વિચાર | –સવિચાર |
| ૧૧૩ | ૧૮ | પદ્મસ્થ | પદસ્થ |
| ૧૧૪ | ૧૪ | આને | અને |
| ૧૨૦ | ૧ | પરલૌકિક | પારલૌકિક |
| ૧૧૨ | ૧૧ | –વિચાર | સવિચાર |

## પ્રકરણ ૧

## નમસ્કાર મહામત્રના અભ્યાસ માટેની પૂર્વભૂમિકા

### મૂલ મત્ર

नमो अरिहंताणं।
नमो सिद्धाण।
नमो आयरियाणं।
नमो उवज्झायाण ।
नमो लोए सव्वसाहूणं ॥

एसो पंचनमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥

[ અર્થ ' નમસ્કાર અર્હંતોને, નમસ્કાર સિદ્ધોને, નમસ્કાર આચાર્યોને, નમસ્કાર ઉપાધ્યાયોને નમસ્કાર લોકમા રહેલા સર્વ સાધુઓને

પચ પરમેષ્ઠિઓને કરાયેલો આ નમસ્કાર સર્વ પાપોનો નાશ કરે છે અને સર્વ મગળોમા પ્રથમ મગળ છે ]

આ મહામંત્ર દરેક જૈન હમેશાં જપે, એટલું જ નહિ, પણ તેના રહસ્યનું મનન શ્રદ્ધા, આદર અને હૃદયની નિષ્ઠાથી કરે, એવી જૈન શાસનની આજ્ઞા છે. આ વિષયમાં આપણે જેમ આગળ વધીશું, તેમ તેનું રહસ્ય, શક્તિ અને ઉપયોગિતા સમજવામાં આવશે; પરંતુ હાલ તુરત તો આપણે તે સંબંધી કેટલાંક મહત્ત્વના પ્રાક્કથનો જ કરીશું, જેથી આ વિષયમાં આપણો સરલતાથી પ્રવેશ થાય અને તેનો સર્વતોમુખી ખ્યાલ મેળવી શકીએ.

વેદમાં જે સ્થાન ગાયત્રી મંત્રનું છે, ખ્રીસ્તી ધર્મમાં જે સ્થાન પ્રભુપ્રાર્થનાનું છે અને ઇસ્લામમાં જે સ્થાન કલમાનું છે, તેવું જ, બલ્કે તેથી અનેકગણું મહત્ત્વનું સ્થાન જૈન ધર્મમાં આ મંત્રનું છે. તેથી તેની સમીક્ષા કરવા માટે જેટલાં દૃષ્ટિબિંદુઓ લઈશું, તે બધાં જ ધર્મના મૂળભૂત સિદ્ધાંતોને સ્પર્શનારાં હશે.

## ઇશ્વર અને માનવ

લગભગ બધાય ધર્મોમાં અને ખાસ કરીને હિંદી-આર્ય (Indo Aryan) શાખાના ધર્મોમાં ઈશ્વર અને માનવનો સંબંધ બહુ નિકટ કલ્પવામાં આવેલો છે, પરંતુ ઇશ્વર શબ્દનો વાચ્યાર્થ બધા ધર્મો પોતપોતાને અનુકૂળ લાગે તે રીતે કરે છે, એટલે તેમાં એકમતી પ્રવર્ત્તતી નથી. દાખલા તરીકે વૈદિકધર્મમાં ઇશ્વરનું નામ ધૌષ્પિતર્, રોમનધર્મમાં જ્યુપિટર, ગ્રીકધર્મમાં ડીયેસપિટર (ઝીયસ) અને પ્રાચીન જર્મન ધર્મમાં માર્સપિટર અને અલ્ ફાદર છે. આ બધાં નામો પિતૃવાચક અથવા પરમાત્મવાચક છે. ત્યારે કેટલાક ધર્મોમાં ઈશ્વરને ભ્રાતૃવાચક, મિત્ર અથવા સખારૂપે પણ સંબોધન કરવામાં આવે છે.

વેદમા પણ તેનુ ' મિત્ર ' એવુ નામ મળે છે અને પ્રાચીન ઇરાની ધર્મમા પણ તે ' મિથ ' કહેવાયો છે મિત્ર અને મિથનો અર્થ એક જ છે–દોસ્ત, ભાઇબ ધ કે ભેરૂ એ પ્રમાણે વૈદિક શબ્દ ' અર્યમન ' અને પ્રાચીન ઇરાનીયન શબ્દ ' એરિયમન ' પણ એ જ અર્થ સૂચવે છે તાત્પર્ય કે–આ ધર્મોમા ઇશ્વરને ગમે તેટલો અતિમાનવ કે અતીન્દ્રિય માનવામા આવ્યો હોય, છતા તેનુ એ ઇશ્વરત્વ માનવપ્રકૃતિ અને માનવસ્વભાવ સાથે અવશ્ય ગાઢ સબધ ધરાવે છે

## ઇશ્વરને અપાયેલા કેટલાંક વિશેષણો

બધા ધર્મોમા ઇશ્વરને અમુક લાક્ષણિક વિશેષણો લગાડેલાં જોવામા આવે છે તે પૈકી આપણુ ખાસ ધ્યાન ખેંચે એવુ વિશેષણ ' સ્વયભૂ ' છે કે જેને ' સ્વયપ્રકાશ ' પણ કહેવામા આવે છે ઈશ્વરતત્ત્વના વાચક શબ્દો જેવા કે ' દેવ ' ' દ્યૌ ' ' દિતિ ' ' અદિતિ ' વગેરે દિવ્ ધાતુમાથી ઉત્પન્ન થયા છે દિવ્ એટલે પ્રકાશવુ. બીજા ધર્મોમા પણ દેવતાવાચક શબ્દોમા એ જ વિશિષ્ટતા જણાઇ આવે છે દાખલા તરીકે યુરોપના પ્રાચીન ધર્મોમા ડાયોન, પેન્ડ્રીયોન, ડાયોનીસસ, ડીયોવીસ, ડાયાનસ, ડાયાના અને જૂનો નામ દેવતાઓને માટે વપરાયેલા છે, જે એ જ ભાવને સૂચવે છે વળી ડીયસ ( રોમન–લેટીન ), દઈવ અને દેઇવીસ (ઈરાનીયન), ડુઓસ (લીથુઆનીયન), ટીવાર (નોર્સ–નોર્વિયન,) ડીઆ (આઇરીશ) અને ડેવ ( સીમ્ર cymr ) જેવા શબ્દોના મૂળમા એ જ અર્થ કે ભાવ રહેલો છે એટલે આ ધર્મોમા ઈશ્વરને સપૂર્ણ રીતે સ્વતન્ત્ર અને સ્વયપ્રકાશ વર્ણવેલો છે એવી જ રીતે બીજા ધર્મોમા વપરાયેલા મન્ડ, મીનોસ, મીનર્વા, મોનીના વગેરે ઉત્કૃષ્ટ

દેવતાવાચક શબ્દોમાં 'મન્' ધાતુ પ્રધાન દેખાય છે. 'મન્' એટલે વિચાર કરવો. આ ઉપરથી એમ સૂચિત થાય છે કે-દેવો અચેતન નથી, પરંતુ સચેતન તત્ત્વો છે કે જે સહજ જ્ઞાન (Sntution) તથા વિચારશક્તિ બંનેથી યુક્ત હોય છે. એટલે ઈશ્વર તત્ત્વમાં સહજ જ્ઞાન (Intution) તથા વિચારશક્તિ આ બે લક્ષણો પ્રધાનપણે હોય છે.

## વિશેષણોની સમાનતા

હવે આપણું ધ્યાન ખેંચે તેવી બીજી વાત એ છે કે-ભિન્ન ભિન્ન દેશોના દેવોમાં લક્ષણોનું ભિન્નત્વ ગમે તેટલું જોવામાં આવે, છતાં તેમાં કેટલી સમાનતા પણ છે. નોર્વેનો દેવ 'ઓડીન' અને ફિનલેંડનો દેવ 'ઉકકો,' વૈદિક દેવ 'ઇન્દ્ર' અને ગ્રીકોના ઓલીપસ પહાડ પર વાસ કરનારો દેવ 'ઝીયસ', આ બધા મુખ્યત્વે શક્તિશાલી તત્ત્વો છે. કુદરતનાં બળો ઉપરનું તેમનું પ્રભુત્વ લગભગ અમર્યાદ છે. બહુ દેવતાવાદી ધર્મોમાં એવી કલ્પના કરવામાં આવી છે કે-જગતની તમામ વસ્તુઓ એટલે સજીવ અને નિર્જીવ પદાર્થો તથા વિચિત્ર અને અસામાન્ય લાગતા બનાવો, એ બધા ઉપર શક્તિશાલી સત્ત્વોનું પ્રભુત્વ છે. આ શક્તિશાલી સત્ત્વો પૃથ્વીથી માંડીને આકાશ પર્યન્ત કોઈ ગૂઢ અને અગમ્ય રીતે યથેચ્છ વિહાર કરી શકે છે. ઉચ્ચ માનવીય સંબંધ ધરાવનારા બહુ દેવતાવાદી ધર્મો એવો સંબંધ ન ધરાવનારા બહુ દેવતાવાદી ધર્મો કરતાં વધારે શુદ્ધ કોટિના છે, જો કે તેના દેવો કોઈક વાર મનુષ્યના ધડવાળા પણ પશુના માથાવાળા અને પશુની આકૃતિવાળા પણ મનુષ્યના માથાવાળા પણ દેખાય છે. આમ છતાં ઊંચી કક્ષાના બહુ દેવતાવાદી ધર્મોના

દેવોમા નૈતિકતાનો ભાસ થાય છે. સઘળા ધર્મોમા–પછી તે સૌથી નિકૃષ્ટ હોય કે ઉચ્ચ હોય–ઇશ્વરનુ લક્ષણ એવુ મનાયુ છે કે તે કોઇ ને કોઇ રીતે સર્વશક્તિશાલી છે

ઇશ્વરનુ એક લક્ષણ એમ આપવામા આવે છે કે તે સુખસ્વરૂપ કિવા આનન્દસ્વરૂપ છે, જો કે તેની કલ્પના જુદા જુદા ધર્મોમા જુદી જુદી રીતે કરવામા આવી છે નોર્વેના દેવતાઓ યુદ્ધપ્રિય હોવાથી સ્વર્ગમા વારવાર યુદ્ધો લડતા અને તે દ્વારા આનદ પામતા વૈદિક ધર્મનો ઇંદ્ર તથા બીજા દેવો સોમરસ પીવામા આનદની પરાકાષ્ઠા માનતા ઇંદ્રના ભક્તો ઇંદ્રને સોમરસ ધરતા જે અગ્નિ દ્વારા તેમને પહોચતો હતો આર્યોના સોમયજ્ઞમા, ઇરાનીયન આર્યોના હ–ઓમ–યજ્ઞ (સોમયજ્ઞ)મા તથા બીજી પ્રાચીન પ્રજાઓમા પ્રચલિત આવી જ જાતના યજ્ઞોમા એ હેતુ સ્પષ્ટ દેખાય છે કે દેવોના સુખ અથવા આનદમા સતત વૃદ્ધિ થયા કરે

## ચાર મુખ્ય લક્ષણો

આ વિવેચન પરથી એટલુ જણાઇ આવે છે કે તમામ ધર્મોમા ઈશ્વર અથવા દેવના લક્ષણો પૈકી ચાર મુખ્ય છે: (૧) સહજજ્ઞાન ( Intution ) (૨) વિચારશક્તિ (૩) સર્વશક્તિમત્તા અને (૪) સુખ કિવા આનદ આનો અર્થ એવો ન કરી શકાય કે પ્રાચીન અને અર્વાચીન ધર્મો એક જ કક્ષાના છે, કારણ કે ઉપર જણાવેલા ચારે લક્ષણો લગભગ સમાન રીતે સ્વીકારાયલા હોવા છતા તેમના આગમો અને ધાર્મિક મતવ્યો પરસ્પર ભિન્ન છે. ટૂકામા આપણે એમ કહી શકીએ કે કેટલાક પ્રાચીન નિસર્ગવાદી ( Naturistic )

ધર્મોમાં ઉપર જણાવેલ દિવ્ય લક્ષણો બહુધા આધિભૌતિક કક્ષાના જ હોય છે, જ્યારે વધારે પ્રગતિશીલ ધર્મોમાં તે લક્ષણોનું સ્વરૂપ વધારે ને વધારે નીતિમત્તા તરફ ઢળે છે. તથા કુદરતનાં બળો ઉપર અપ્રમેય પ્રભુત્વ ભોગવનારા પેલા પુરાણા દેવો પદભ્રષ્ટ બને છે અને તેમનું સ્થાન એક સર્વોપરી ઇશ્વર લે છે. આ સર્વોપરી ઇશ્વર શક્તિમાં જરાયે ઉતરતો હોતો નથી અર્થાત્ સર્વશક્તિશાલી જ હોય છે, પરંતુ એ શક્તિનો ઉપયોગ કરવાનું કે તેનો પરચો બતાવવાનું તે ઇષ્ટ ધારતો નથી, એટલે ઈશ્વરનું સ્વરૂપ જુદી કલ્પના ધારણ કરે છે; જેમકે ઈશ્વર પોતાની સ્વયંભૂ લીલા (Spontaneity) દ્વારા ત્રિકાલાબાધિત અસ્તિત્વ ધરાવે છે અને એ રીતે પોતાના સાહિત્યની અખૂટ શક્તિનો પરિચય આપે છે. એવી જ રીતે નીતિપ્રધાન ધર્મોમાં ઉપર જણાવેલાં ચાર દિવ્ય લક્ષણો બાહ્ય ઉપાધિઓથી વધારે ને વધારે મુક્ત તથા સતત પ્રવાહરૂપ અથવા નિરંતર વહતી લહરીઓરૂપ કલ્પવામાં આવે છે. ટૂંકમાં નીતિપ્રધાન ધર્મોમાં ઈશ્વરવિષયક કલ્પના એવી છે કે તે પૂર્ણ છે, તેનામાં અનંત શકિત છે, તેનામાં અમર્યાદ સહજજ્ઞાન છે, સદાકાલ રહેનારો આનંદ છે અને તેનું જ્ઞાન એ ખુદ સર્વજ્ઞતા (Omniscience) જ છે.

પ્રગતિશીલ ઉચ્ચ ધર્મોએ ઈશ્વરનાં આ ચાર દિવ્ય લક્ષણોમાં અથવા વિશેષણોમાં સર્વતોમુખી સંપૂર્ણતાનો સ્વીકાર કરેલો છે, છતાં તે બાબતની સમજણ અથવા ખુલાસા જુદી જુદી રીતે આપેલા છે. ઇસ્લામમાં, યહુદી ધર્મમાં અને ખ્રિસ્તી ધર્મમાં ઈશ્વરની કલ્પના એવી છે કે–તે વિશ્વથી પૃથક્ છે અને વિશ્વની આંતર–બાહ્ય બધી ક્રિયાઓનું નિયમન કરે છે. વળી તેણે પ્રકૃતિનું નિતાંત સર્જન કર્યું છે અને આધિ-

ભૌતિક જગત્ તેના હસ્તકૌશલની જ કારીગરી છે. આવા સરજનહાર ઈશ્વરની અનત શક્તિને ધર્મો પોતાનુ માથું નમાવે છે તેમના મતે ઈશ્વરનો આનદ એટલે સર્જનનો આનદ અને બાહ્ય જગત્ કે જે તેની પોતાની કૃતિ છે, તેના તરફ તેનો ગાઢ પ્રેમ અને મમતા રહેલા છે

સર્જનહાર ઈશ્વરની કલ્પના ન્યાય-વૈશેષિક દર્શનમા અને કોઇ કોઇ વેદાતી દર્શનોમા પણ જોવામા આવે છે અહીં એટલુ સ્પષ્ટીકરણ કરવુ ઉચિત ગણાશે કે સર્જનહાર ઈશ્વરની કલ્પના ગમે તેટલી મહાન લાગતી હોય, છતા તેમાં ઘણી પ્રારભિક મુશ્કેલીઓ નડવાની જ અને વસ્તુત તે નડેલા છે. કારણ કે મનુષ્યોને ઈશ્વરની સર્જનક્રિયા પરત્વે હમેશા કુતુહલપૂર્વક પ્રશ્નો ઊઠ્યા કરે છે અને તેનુ યોગ્ય સમાધાન આ પ્રકારની કલ્પનાથી થતુ નથી જો ઈશ્વર સૃષ્ટિની ઉત્પત્તિ કરે તો તેમા કોઈ હેતુ કે પ્રયોજન હોવુ જોઇએ, એટલે પોતાની કોઈ ઈચ્છાને તૃપ્ત કરવા માટે અથવા તો કોઈ વસ્તુ મેળવવા માટે અથવા તો પોતાનામાં રહી ગયેલી કોઇ અપૂર્ણતાને દૂર કરવા માટે ઈશ્વર સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, એમ માનવુ જ પડે આનો અર્થ એટલો જ થાય કે ઈશ્વર સ્વય પૂર્ણ નથી, પણ અપૂર્ણ છે. તેથી જ સાખ્ય તત્ત્વજ્ઞોએ સરજનહાર ઈશ્વરની કલ્પનાને માન્ય રાખી નથી. કેટલાકે એવી પણ દલીલ કરી છે કે-ઇશ્વર સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, કારણ કે એ તેનો સ્વભાવ છે અથવા વેદાન્ત કહે છે તેમ અનેક પ્રકારોથી વીટળાઈ રહેવાની ઇશ્વરની નિત્ય લીલા એ જ સર્જન છે. જો આ કથનમા વેદાન્તનો ઉદ્દેશ ઇશ્વરની પૂર્ણતાનો બચાવ કરવાનો હોય તો તે ફલીભૂત થયો છે કે કેમ? એ ઘણુ શકાસ્પદ છે,-કારણ કે તેની સાથોસાથ બીજો

પ્રશ્ન તુરત જ ઉઠશે : કે જો સૃષ્ટિ એક પૂર્ણ પરમાત્માની કૃતિ હોય, તો તેમાં આટલો બધો ક્લેશ, આટલી બધી અપૂર્ણતાઓ અને આટલા બધા અન્યાયો તેનાં પોતાનાં ઉત્પન્ન કરેલાં પ્રાણીઓને શા માટે પીડે છે ? ઇશ્વરવાદી ન્યાય–વૈશેષિક દર્શન અને સેશ્વર વેદાંત પ્રાણીઓનાં દુઃખોનો ખુલાસો એવો આપે છે કે–દુઃખપ્રાપ્તિ ઇશ્વરેચ્છાથી થતી નથી, પરંતુ કર્મ (પ્રાણીઓ નિરંતર કર્મ કર્યા જ કરે છે) જ તેનું ખરું કારણ છે. પરંતુ આ ખુલાસો પૂરેપૂરો સંતોષકારક છે, એવું માનવા કોઇ પણ ગંભીર વિચારક ભાગ્યે જ તૈયાર હોય. બૌદ્ધોની પેઠે અંતિમ છેડા પર જઇને 'सर्वं दुःखं दुःखम्' એમ આપણે ન કહીએ, પરંતુ આ જગત્ દુઃખથી સચરાચર ભર્યું છે, એ હકીકતનો ઇન્કાર થઇ શકે તેમ નથી. માનવહૃદયમાં રહેલી પ્રશ્ન પૂછવાની વૃત્તિ તુરત જ સાશ્ચર્ય પ્રશ્ન પૂછે છે કે–જો પ્રાણીઓના ક્લેશો અને દુઃખો માટે ઇશ્વરથી જવાબદારી ન ઉઠાવી શકાય અને પ્રાણીઓનાં દુઃખનું કારણ પ્રાણીઓ પોતે જ છે, તો પછી સર્જનહાર ઇશ્વરની કલ્પના શા માટે સ્વીકારવી જોઇએ ? અને તેના અનુસંધાનમાં બીજો પ્રશ્ન એવો પણ પૂછાય કે સૃષ્ટિ ઉત્પન્ન કરનારા ઇશ્વરની કલ્પના શા માટે બાતલ ન કરવી અને કર્મદ્વારા દરેક પ્રાણી જ પોતાનું સર્જન કરે છે, એવી માન્યતા શા માટે ન સ્વીકારવી ?

બૌદ્ધોના સાર્વત્રિક દુઃખવાદમાં સર્જનહાર ઇશ્વરની કલ્પનાને રૂખસદ મળે છે, પણ સૃષ્ટિનો સુસંગત ખુલાસો મળતો નથી. બૌદ્ધ તત્ત્વજ્ઞાન બધાં અસ્તિત્વોનો એકાંતપણે ઇનકાર કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો જેમ આપણે જગતના આધાર તરીકે કોઇ સત્પદાર્થ માનીએ છીએ, તેમ તેઓ સંપૂર્ણ અસત્સ્વરૂપ શૂન્યને માને છે. બૌદ્ધ મતમાં કોઇ

પણ વ્યક્તિનુ સાચુ અસ્તિત્વ છે જ નહિ, કારણ કે જેને આપણે વ્યક્તિ કહીએ છીએ, તે ક્ષણવિનાશી વિજ્ઞાનધારાના બિંદુસમૂહ જેવી છે, અને તે કારણથી સૃષ્ટિનો મૂળભૂત પ્રશ્ન ઉઠતો નથી તેમ છતા તે પોતાના ક્ષણિક વિજ્ઞાનવાદની સાથે મેળ ન ખાય એવી દલીલ કરે છે કે–પ્રાણીઓનુ દુઃખ તૃષ્ણાજનિત છે તૃષ્ણા (તણ્હા) એટલે પ્રાણીઓની સતત જીવવાની ઇચ્છા અને કદી તૃપ્ત ન થઈ શકે એવી જીજીવિષા.

હવે વિચાર કરતા એમ જણાય છે કે–આ બધી મુશ્કેલીઓ 'જગતથી બાહ્ય પણ જગતની બધી ઘટનાઓ સર્જનાર ઈશ્વર છે' એવી માન્યતાનો સ્વીકાર કરવાથી ઊભી થાય છે, માટે તેમાથી બહાર નીકળવાનો કોઇ પણ ઉપાય શોધવો જોઇએ તે આ રીતે શોધી શકાય પ્રથમ તો કોઇ પણ પ્રાણી કિંવા જીવના અસ્તિત્વનો એક સત્ય હકીકતરૂપે સ્વીકાર કરવો જોઈએ બીજુ–દરેક જીવમા (૧) આનંદ (૨) સહજજ્ઞાન (દર્શન) (૩) સમજશક્તિ (જ્ઞાન) અને (૪) બળ, શક્તિ અથવા વીર્ય છે, એમ માનવુ જોઇએ ત્રીજુ–પોતે જ પોતાના સર્વ દુઃખોનુ કારણ છે–જરા જુદો શબ્દપ્રયોગ કરીએ તો પોતે જ પોતાના કર્મદ્વારા પોતાનો સર્જનહાર છે, પોતાનો ઈશ્વર છે–એમ માનવુ જોઇએ, અને ચોથુ–જીવ જ્યારે કર્મબંધનથી મુક્ત થાય છે, ત્યારે તેને અનંત દર્શન, અનંત જ્ઞાન, અનંત આનંદ અને અનંત વીર્ય પ્રાપ્ત થાય છે, એમ માનવુ જોઇએ. તાત્પર્ય કે–આ ચાર ગુણધર્મો જ જીવનો પૂર્ણ સ્વભાવ છે અને તેમા જ તે સ્વપ્રતિષ્ઠ છે, એમ માનવુ જોઇએ

## પરમાત્મા

'સઘળી વસ્તુઓનો માનદંડ એટલે કે માપ કાઢનાર'

સાધન માનવ પોતે જ છે' એવું બેધડક કહેવા માટે સોફીસ્ટ તરીકે ઓળખાતા પ્રાચીન ગ્રીસના તત્ત્વચિંતકોને ધન્યવાદ ઘટે છે. અને સર્જનહાર ઈશ્વરની માન્યતાનો ઈનકાર કરવા માટે તથા 'જગતમાં સૌથી વધારે મહત્ત્વ ધરાવનાર પ્રાણી મનુષ્ય છે' એમ કહેવા માટે ફ્રેંચ વિચારક ઑગસ્ટ કોમ્તને પણ ધન્યવાદ ઘટે છે. પરંતુ સોફીસ્ટ સંપ્રદાયની ધર્મવિમુખ વિચારસરણી અને કોમ્તના અનુયાયીઓનું એકાંતિક બીન-મજહબી વલણ, ઉપર્યુક્ત ચાર ગુણધર્મોથી યુક્ત એવા માનવ-ને ઈશ્વર તરીકે સ્વીકારવામાં આડું આવે છે, માટે આપણે નિર્ભયપણે એવું અનુમાન કરી શકીએ કે દરેક બુદ્ધિગમ્ય ધર્મમાં સૃષ્ટિથી બાહ્ય એવા ઈશ્વરને નકારવામાં આવે છે અને તેની સાથે જ ઉપર જણાવેલાં પૂર્ણતાની ચાર અનંતતાઓથી યુક્ત એવા જીવાત્માનો મૂળ સ્વરૂપે સ્વીકાર કરવામાં આવે છે; એટલે કે પરમાત્મા એ પૂર્ણતાએ પહોંચેલો એક જીવાત્મા છે અને જ્યાં સુધી તે જીવાત્મા રહે છે અને ક્લેશો તથા દુઃખોનો અનુભવ કરે છે, ત્યાં સુધી તે પોતાના કર્મથી બંધાયેલો છે અને જન્મ—જન્માંતરોને ઉપજાવનાર પણ પોતે જ છે.

સાંખ્ય દર્શનના વિચારકો ક્રમશઃ લગભગ આવી જ વિચારસરણી ધરાવનારા કેવી રીતે થયા, તે જાણવું રસપ્રદ છે. આપણે હમણાં જ જોઇ ગયા કે જગતથી બાહ્ય સર્જનહારને તેઓ માનતા નથી. કેટલાક સાંખ્ય મતવાળા એમ કહે છે કે-પ્રકૃતિ કે જે અચેતન-પ્રધાન-તત્ત્વ છે, તે જ સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, છતાં તેમને કબૂલ કરવું પડે છે કે સૃષ્ટિ-નિર્માણમાં પ્રકૃતિ સંપૂર્ણ સ્વતંત્ર નથી. જગત્માં ઘણી વિચિત્રતાઓ જોવામાં આવે છે, અને તેનો ખુલાસો કર્મ-નિયમથી જ થઈ

શકે છે કર્મનિયમના સ્વીકારવડે પ્રકૃતિનુ સ્વયંપૂર્ણત્વ ઘણે અંશે ઓછુ થઈ જાય છે, કારણ કે પુરુષ અથવા જીવાત્મા સૃષ્ટિ નિર્માણમા એક તત્ત્વ છે, એમ સ્વીકારવુ પડે છે. ઇશ્વર એક પૂર્ણ સત્ (Being) છે, એ બાબતમા સાંખ્યમત સ્પષ્ટપણે એવો છે કે તમામ બધનોથી મુક્ત આત્મા જ પરમાત્મા બની શકવાનો દાવો કરી શકે

યોગદર્શનમા ઈશ્વરની કલ્પના એવી છે કે તે એક પૂર્ણ સત્સ્વરૂપ છે કે જેમા અનતજ્ઞાન, અનતશક્તિ વગેરે રહેલા છે, પરતુ તેનુ સ્થાન માત્ર એક જ આત્મા માટે અલાયદુ રાખેલુ છે આ સ્થાન પૂર્ણમુક્ત જીવાત્મા માટે પણ નથી. લગભગ આવો જ મત ન્યાય-વૈશેષિકનો છે નૈયાયિકો માને છે કે સૃષ્ટિ ઉત્પન્ન કરનાર ઇશ્વરમા જ સર્વસંપૂર્ણતા હોઇ શકે અને મુક્ત દશામા જીવાત્માના બુધ્ધિ, સુખ, દુ ખ, ઇચ્છા વગેરે નવ વિશેષ ગુણોનો અત્યતાભાવ થઇ જાય છે, એટલે મુક્ત જીવમા અનત વીર્ય, અનંત આનદ વગેરે ચાર મુખ્ય ગુણધર્મો (કે જેથી જીવ પરમાત્મા બની શકે) કયાથી હોય? વળી ન્યાયમતે મુક્ત જીવ જ્ઞાનશૂન્ય બની જવાથી તેની સ્થિતિ એક અચેતન પથ્થરના ટુકડા જેવી બની રહે છે

વેદાત મતે ઇશ્વર પૂર્ણ છે અને મુક્ત જીવાત્મામા સત્, ચિત્ અને આનદ શુદ્ધતમ સ્વરૂપે પ્રકાશી ઉઠે છે, પરતુ ભિન્ન ભિન્ન મુક્ત જીવાત્માઓનુ વ્યક્તિત્વ એક કૂટસ્થ પરમાત્મામા લીન થઇ જાય છે અને પરમાત્મા મૂળ સ્વરૂપે નિર્ગુણ છે અને નિર્ગુણ જ રહે છે, તેથી મુક્ત જીવાત્મામા સત્, ચિત્ અને આનદાદિ ગુણોનુ પૂર્ણત્વ છે એવુ કથન તદ્દન ફિક્કુ લાગે છે તેમજ આ મુક્ત જીવ પરમાત્મા છે, એમ કહેવાનો પણ

લેશ માત્ર અર્થ રહેતો નથી, એટલે કે આવાં કથનો તદ્દન અર્થશૂન્યં જ રહે છે.

## જુદા જુદા વાદો

હવે એક બીજી હકીકત. માનવને ઇશ્વરનો ખ્યાલ કેવી રીતે આવ્યો? તેનું સ્વરૂપ શું છે? અને ધર્મના મૂળભૂત સિદ્ધાંતો શા છે? આ બધી બાબતોનો વિચાર આપણે કરવાનો છે. આ સંબંધમાં પશ્ચિમનાં તત્ત્વજ્ઞાનમાં ઘણા વાદો પ્રચલિત છે. એક વાદ એવો છે કે માણસને ઈશ્વરનું ભાન ( God-consciousness ) પોતની અંતઃપ્રેરણા( Instinct ) વડે થાય છે અને તેની સાથેનો માનવ–સંબંધ પણ સહજ જ હોય છે. આ વાદને સહજવાદ ( Instinct–Theory of Religion ) કહેવામાં આવે છે. પરંતુ આ વાદને આંતર દર્શનવાદે ( Intution theory ) ઉથલાવી પાડયો; કારણ કે માણસની સહજવૃત્તિ બહુ જ અસ્પષ્ટ હોય છે. માનવથી અધિકતર કાંઇક છે અને તેની સાથે સંબંધ જોડી શકાય છે, એવું ઝાંખું ઝાંખું સહજજ્ઞાન બસ નથી, માટે જ આંતરદર્શનવાદીઓ ( Intutionists ) કહે છે કે આવા ઝાંખાં સહજજ્ઞાનને પૂર્ણપણે વિકસાવવાની જરૂર છે, અને એવો વિકાસ થયા પછી જ ધાર્મિક ભાવનાનો પૂર્ણ ઉદય થઇ શકે છે.

યુરોપનાં તત્ત્વજ્ઞાનમાં ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા માટે જુદી જુદી દલીલો કરવામાં આવી છે. તે પૈકી ‘ એન્સેલ્મ ’ની દલીલ તપાસીએ. અંગ્રેજીમાં તેને Ontological argument–ઓન્ટોલોજિકલ આર્ગ્યુમેન્ટ કહે છે. તેને માટે ગુજરાતી ભાષામાં એક શબ્દ યોજવો મુશ્કેલ છે, તેથી તેનું

વર્ણન જ આપીશુ આ દલીલનો કોટિક્રમ આવો છે–જે વસ્તુનો વિચાર માણસને આવી શકે, તે વસ્તુનુ અસ્તિત્વ અવશ્ય હોવુ જોઇએ ઇશ્વરનો વિચાર મને આવે છે, માટે ઇશ્વરનુ અસ્તિત્વ હોવુ જોઇએ 'એન્સેલ્મ'ની આ દલીલ પર 'ડેકાર્ટે' ઓપ ચઢાવ્યો આ દલીલનો મુદ્દો એ છે કે–એક 'નિરપેક્ષ સપૂર્ણ સત્તાનો આપણા મનમા સહજ ખ્યાલ આવે છે, તેથી આવી સપૂર્ણતાને કયાક આશ્રય હોવો જોઇએ (ગુણ હોય ત્યા ગુણી અવશ્ય હોવો જોઇએ.) અને તે એક સપૂર્ણ વ્યક્તિના આશ્રયે છે, માટે સપૂર્ણતાસપન્ન ઇશ્વરનુ' અસ્તિત્વ આપણે સ્વીકારવુ જોઇએ, પરતુ ઘણા લોકોને આ દલીલ માન્ય નથી, એટલુ જ નહિ પણ તે પાયા વગરની એટલે નિરાધાર લાગે છે 'ડેકાર્ટ'ની દલીલનો સચોટ રદીઓ જર્મન ફીલસુફ કેન્ટે આપ્યો છે કેન્ટના મતે ઇશ્વરના અસ્તિત્વનો ખ્યાલ,'(નૈતિક દૃષ્ટિએ) માનવ–સ્વાતત્ર્ય, (નૈતિક) જવાબદારીનુ ભાન તથા મરણોત્તર આત્માની ગતિ વગેરે બાબતો ખરી રીતે નીતિ–વ્યવહારના ગૃહીત તત્વો કિવા મૂળભૂત અને અનિવાર્ય સિદ્ધાતો છે બીજો જર્મન ફીલસુફ 'સ્લાયરમાકર' તેથી ઉલટુ એમ કહે છે કે–ધાર્મિક ભાવનાઓ અને તેનુ જે ભાન માણસને થાય છે, તેમા બુધ્ધિ નહિ પણ માનવહૃદયની લાગણી કારણભૂત છે, એટલે તેણે લાગણી પર વધારે ભાર મૂકયો કેન્ટ પછી થઇ ગયેલા જર્મન તત્વજ્ઞોની માન્યતા એવી છે કે ઇશ્વર આપણા વિચારોનુ એક સર્જન માત્ર(Projection) છે અથવા બહુ બહુ તો એ સર્વ-સપૂર્ણ મનુષ્યના જેવો છે

કેટલાક આધુનિક વિચારકો એવા છે કે જેઓ નિસર્ગવાદી હોવા છતા ઇશ્વરવાદી છે તેઓએ ઉપર બતાવેલી

દલીલોથી સંતુષ્ટ ન થતાં, કુદરતનાં દશ્ય બનાવો અને બળો તરફ લક્ષ રાખીને, તેનો અભ્યાસ કરીને—એક નવી જ વિચારસરણી ઊભી કરી છે. કુદરતમાં યોજના ( Design ) અને બુદ્ધિપુર્વક કાર્ય થતું જોવામાં આવે છે, તેથી તે યોજના પાછળ—તે બુદ્ધિપૂર્વકની ઘટનાઓ પાછળ કોઇ ચતુર વિશ્વકર્મા (Word Architect) કિંવા ઇશ્વર હોવો જોઇએ. હિંદમાં ઈશ્વરવાદી નૈયાયિકોની પણ બરાબર આવી જ દલીલ હતી. આ નિસર્ગવાદને માનનારા ઈશ્વરવાદીઓના કહેવા પ્રમાણે આપણે ઈશ્વરનો ખ્યાલ મેળવવો હોય તો કુદરતના ચમત્કારિક બનાવોનો અભ્યાસ કરવો જોઇએ. આજકાલના કટ્ટર વિકાસક્રમવાદીઓ (Evolutionists) તેથી ઉલટું, એમ કહે છે કે કુદરતનો ખૂણે ખૂણો તપાસી વળો, કયાંય ઇશ્વર તમને જડશે નહિ! અર્થાત્ જેમ અગાઉ 'લાપ્લેસ' કહી ગયો હતો, તેમ કુદરતના બનાવો કેમ બને છે અને વિકાસનો ક્રમ શો છે? તેનો ખુલાસો ઈશ્વરવાદથી થઈ શકે તેમ નથી. પણ અગાઉ કહી ગયા છીએ તેમ કુદરતના અભ્યાસના પરિણામે કદાચ એક બુદ્ધિમાન સર્જનહાર ઇશ્વરની કલ્પના ઉત્પન્ન થાય, પરંતુ તે ઈશ્વર સર્વ રીતે સંપૂર્ણ છે, એમ આપણે કહી શકીએ નહિ; કારણ કે બ્રહ્માંડ અથવા વિશ્વ જે તેની કૃતિ કહેવાય છે, તેમાં અનેક અપૂર્ણતાઓ જોવામાં આવે છે. આ સંયોગોમાં, આપણે કુદરતના અભ્યાસથી ખાત્રીપૂર્વક અથવા નિર્ભયરીતે ઈશ્વરને સ્થાપિત કરી શકીએ નહિ, તેથી જ કેટલાક વિચારકો એમ કહે છે કે 'ઈશ્વરના અસ્તિત્વની ભાવનાનો માનવ—પ્રજાઓમાં ક્રમશઃ વિકાસ થયેલો હોવો જોઇએ.' તે માટે અમે પ્રો. ડબલ્યુ, ડી. વીટનીના શબ્દો અહીં ટાંકીશું. તે કહે છે કે "ઇશ્વરભાવના તો સમાજના ડહાપણનું સમૂહ—પરિણામ છે કે જેનું

ઘડતર અનેક પેઢીઓથી અજ્ઞાત રીતે થયા કરતુ હતુ.' આવી રીતે ઉત્પન્ન થતા ધર્મને પ્રો વીટનીએ પ્રજાકીય ધર્મ (Race Religion) કહ્યો છે અને તેને બીજી જાતના ધર્મથી જુદો પાડ્યો છે આ બીજી જાતના ધર્મનુ લક્ષણ એવુ છે કે તેને કોઇ વ્યક્તિ સ્થાપે છે, જે જૂના વહેમો અને જડ વિધિઓ સામે બળવારૂપ હોય છે આવો ધર્મ સ્થાપનાર વ્યક્તિ તેના અનુયાયીઓને પોતે સ્થાપેલા નવા ધર્મમા બુધ્ધિપૂર્વક શ્રદ્ધા રાખવા હાકલ કરે છે અને સદાચાર તથા ધર્માચરણના જે નવીન સિધ્ધાતો પોતાના જીવનમા મૂર્ત કરી બતાવ્યા છે, તેને દરેક અનુયાયી આચરે, એમ ઇચ્છે છે આ રીતે 'પ્રજાકીય ધર્મ' અને 'વૈયક્તિક ધર્મ' વચ્ચે એક સ્પષ્ટ ભેદ ઉત્પન્ન થાય છે બીજા શબ્દોમા કહીએ તો પહેલો ધર્મ નૈસર્ગિક રીતે ઉત્પન્ન થયેલો હોય છે, અને તે ક્રમશ વિકાસ પામેલો હોય છે, જ્યારે બીજો ધર્મ પ્રતિભાશાલી વ્યક્તિ દ્વારા પ્રકાશિત થયેલો હોય છે, તેથી એકાએક પ્રાદુર્ભાવ પામેલો હોય છે આ રીતે જે પ્રતિભાશાળી વ્યક્તિ દ્વારા ધર્મ પ્રકાશિત થાય છે, તેના અનુયાયીઓ તેને એક દિવ્ય પ્રેરણાવતો વીર પુરુષ, પયગબર કે ઈશ્વરપુત્ર માને છે. પરતુ પ્રો મેક્સમૂલર આવી જાતનો એકાતિક ભેદ માનવા તૈયાર નથી તે કહે છે કે–જેને આપણે સામાજિક અથવા સામૂહિક પ્રજ્ઞા કહીએ છીએ, તે આખા સમાજનુ પ્રજ્ઞત્વ બતાવતી નથી, પણ સમાજના થોડાએક સસ્કારી માણસોનુ પ્રજ્ઞત્વ બતાવે છે, અને બીજી બાજુ ધર્મના કહેવાતા સ્થાપકો પોતાના કાળની સુસસ્કારિતાના પ્રતિનિધિ અથવા મુખ્ય પ્રતિનિધિ હોય છે, તેથી જ પોતાનો ધર્મ કોણે સ્થાપ્યો ? એનુ નામનિશાન કોઈ પણ બ્રાહ્મણ, ગ્રીક કે રોમન,

આપી શકતો નથી. એ વાત નિર્વિવાદ છે કે વ્યક્તિઓની પ્રબળ અસરો પ્રજાકીય ધર્મોમાં જોવામાં આવે છે. આ દૃષ્ટિએ જોઈએ તો તમામ પ્રજાકીય અથવા સામૂહિક ધર્મો વૈયક્તિક ધર્મો જ છે. તેથી ઉલટું એમ પણ કહી શકાય કે ધર્મના વ્યક્તિગત સ્થાપકો અથવા પયગંબરો પોતાના સમકાલીનોમાં અગ્રેસર હતા અને જે સમાજમાં તેઓ ઉત્પન્ન થયા, તે સમાજના લોકોનાં હૃદયમાં સૈકાઓથી રહેલી અણ-ઉચ્ચારાયેલી ધર્મભાવનાને જાગૃત કરીને, તેનો જ તેમણે ઉપદેશ કર્યો. તાત્પર્ય કે–પ્રજાકીય અને વૈયક્તિક ધર્મોનો ભેદ વાસ્તવિક નથી.

## ઉત્ક્રાંતિવાદ

આજકાલ ઉત્ક્રાંતિવાદે વૈજ્ઞાનિક અન્વેષકોનાં હૃદયમાં સારું સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેનું માનવું એવું છે કે–બધી ઘટનાઓ–પછી તે આધિભૌતિક, શારીરિક, માનસિક, સામાજિક કે રાજકીય ક્ષેત્રની હોય તે–ક્રમિક વિકાસના ધોરણે ધીમી ગતિએ પણ કશાય અંતરાય વિના જગતમાં બન્યા કરે છે. તેથી આ પ્રકારના વિચારકો એમ માને કે–ધર્મનો અથવા ઈશ્વરવિષયક કલ્પનાનો વિકાસ થયો છે, તો નવાઈ લાગતી નથી. લોકોની ધર્મવિષયક કલ્પનાઓ ઉપર બાહ્ય વાતાવરણની પ્રબલ અસર થાય છે, એ વાતનો અમે ઈનકાર કરતા નથી; તથા એ પણ કબૂલ કરીએ છીએ કે ધર્મના ઈતિહાસમાં સંયોગવશાત્ અને બાહ્ય વાતાવરણની અમુક જરૂરીયાતના કારણે ઘણા ફેરફારો, સુધારાઓ કે પ્રત્યાઘાતો–પછી તે સારા માટે થયા હોય કે ખરાબ માટે–અવશ્ય થયા જ છે. પરંતુ તે પરથી એમ દલીલ કરવી કે સામાજિક વિકાસના પરિણામરૂપે ઈશ્વર અનંતશક્તિમાન, અનંતદર્શનયુક્ત, અનંત-

આનંદયુકત અને અનંતજ્ઞાનવાન હોવાની કલ્પના ( કે જે સર્વધર્મના પાયારૂપ છે) ઉત્પન્ન થઇ છે, તે ભાગ્યેજ વજૂદવાળી કહી શકાય

ધાર્મિક વિકાસનુ અન્વેષણ કરતા એમ જણાયુ છે કે જંગલીમા જંગલી અવસ્થાવાળા ધર્મોમા પણ તેઓ ગમે તેટલા પ્રાકૃત દેખાય છતા-પ્રગતિ અને વિકાસના બીજ હોય છે અને તેમા માનવોચિત ઉદાર નીતિમય અંશો હોવાની સાબિતી મળી આવે છે

## જેમના વડે ધર્મનો પ્રકાશ થાય છે.

સમાજના ધાર્મિક વિકાસમા પ્રવેશ પામેલા સુધારાઓ અને પ્રત્યાઘાતો સંબંધી સી. પી. ટીલ નામનો વિદ્વાન્ એક સ્થળે કહે છે કે 'ઐતિહાસિક કાળમા, જે રાજાઓએ અથવા જુલ્મગારોએ અથવા બીજા માણસોએ ધર્મમા આવા ફેરફારો કર્યા, તેના નામો અમે જાણીએ છીએ, તો પછી ધર્મના ઉત્પત્તિકાળમા આવી જ ઘટના કેમ ન થઈ હોય? અત્યારે આપણને એમ દેખાય છે કે ધર્મ એક સામાજિક ઘટના છે, તે કોઇ સર્વસત્તાધીશ (tyrant) રાજાની આજ્ઞાથી અથવા કોઇ બળવાન લોકનાયક અથવા કોઇ સુપ્રસિદ્ધ જાદુગરના પ્રભાવથી કેમ ન થયો હોય?' અર્થાત્ દરેક ધર્મ કોઇને કોઇ વ્યક્તિથી પ્રકાશિત થયેલો છે વળી ધર્મના સ્વાપક અથવા સ્થાપકો યુગે યુગે પોતાના ઉપદેશ અને સદાચારી જીવન વડે ધર્મના નિત્યનવીન અને રહસ્યમય સિદ્ધાંતોને સમાજમાં પ્રકાશિત કરે છે, તેથી ધર્મના આવા મૌલિક અને વિશેષતઃ નૈતિક સિદ્ધાંતો સામાજિક વિકાસના

પરિણામે ઉત્પન્ન થયા છે, એમ કહી શકાય નહિ. વિકાસક્રમ-લોકો માને છે તેમ-સરલ અને અત્રુટિત નથી. ડીવ્રાઈઝ અને બીજા વૈજ્ઞાનિકોએ બતાવી આપ્યું છે કે સજીવ પદાર્થો-નો વિકાસક્રમ, ઘણીય વાર, એકાએક પરિવર્તનશીલ બને છે અને અચિંત્ય રીતે નવાં જ સર્જનો ઉપજાવે છે. ધાર્મિક બાબતોમાં પણ આવું જ બને છે. વીર પુરુષો અથવા આર્ષ દૃષ્ટાઓ નવાં તત્ત્વો દાખલ કરે છે અને પ્રાચીન કાળથી ચાલ્યો આવતો ધર્મ નવી જ દિશામાં વહેવા લાગે છે. આ નવાં તત્ત્વો સામાન્ય માણસોની કલ્પનામાં પણ ન આવે એવાં હોય છે.

વ્યક્તિ અથવા વ્યક્તિઓથી પ્રકાશિત થયેલા ધર્મો વિરુદ્ધ ગમે તેટલું કહેવાનું હોય, પરંતુ તેમની તરફેણમાં આટલું તો કહી શકાય કે કોઈ પણ ધર્મનાં મૂળમાં કોઇક દૃષ્ટા અથવા દૃષ્ટાઓ હંમેશાં હોય છે જ અને તે દૃષ્ટાથી પ્રકાશિત કરાયેલાં ધર્મતત્ત્વને લઈને જ તે ધર્મ પ્રમાણભૂત બને છે. હવે જ્યારે બધા ધર્મોમાં લગભગ આવું જ બને છે, ત્યારે ધર્મ ધર્મ વચ્ચે ભેદ જ નથી, એમ કહી શકાય નહિ. જે ધર્મો એમ માને છે કે સર્જનહાર ઇશ્વર સૃષ્ટિથી નિરાળો છે, તે ધર્મોમાં કાં તો ઇશ્વર પોતે અથવા તેનો ઇષ્ટદૂત અથવા મસીહ કિંવા પયગંબર ધર્મના મૂળભૂત સિદ્ધાંતોને પ્રગટ કરે છે. જ્યારે બુદ્ધિગમ્ય અથવા નિતાંત નીતિ-મય ધર્મમાં, એથી ઊલટું ઉપર્યુક્ત પ્રકારનો ઈશ્વર માન્ય રાખ-વામાં આવતો નથી, પરંતુ 'મુક્ત' એ જ 'પરમાત્મા' એમ માન-વામાં આવે છે અને ધર્મનાં રહસ્યો પ્રકટ કરનાર તરીકે પણ તેને જ ઓળખવામાં આવે છે. હવે આ પણ એક સત્ય હકીકત છે કે બધાય મુક્ત જીવો પરમાત્મસ્વરૂપ હોવા છતાં જગદ્ગુરુઓ

થઇ શકયા નથી આ સબધી બુદ્ધિગમ્ય ધર્મોનું કહેવું એવું છે કે-કેટલાક મુક્ત જીવોએ જગતમા ધર્મતત્ત્વ પ્રકટ કર્યું છે અને માણસોને મુક્તિમાર્ગ બતાવ્યો છે, કારણ કે આ પ્રમાણે બન્યુ ન હોત તો, ધર્મના પ્રકટીકરણની વાત છેક જ શકાસ્પદ બની જાત અને કોઇ તેને માનત નહિ વળી બુદ્ધિગમ્ય ધર્મો એવુ સ્પષ્ટીકરણ કરે છે કે સૃષ્ટિને ઉત્પન્ન કરનાર કોઇ સર્વોપરી ઇશ્વર નથી, તેમજ કોઈ બાહ્ય સત્તા પણ નથી પરતુ રાગ-દ્વેષાદિ કષાયોથી બદ્ધ જીવ પોતાની સૃષ્ટિ રચે છે અને નિતાન્ત મુક્ત જીવો જ સર્વોપરી પરમાત્માઓ છે કે જે અનત-વીર્યવાન, અનત-આનદયુક્ત, અનતદર્શન અને અનતજ્ઞાન યુકત છે. આમાના કેટલાક પરમાત્મસ્વરૂપ મુકત જીવો સત્ય ધર્મના સિધ્ધાતોને પ્રકટ કરે છે અને સાથેસાથ ઇશ્વરની સત્ય કલ્પના પણ લોકોને આપે છે.

## પ્રમાણભૂત તત્ત્વ.

હવે આવિષ્કૃત ધર્મમા પ્રમાણભૂત તત્ત્વ કેટલે અશે છે, તે વિષે બે શબ્દો કહીશુ દરેક આવિષ્કૃત (Revealed) ધર્મનો દાવો છે કે પ્રકટ થયેલ ધર્મ પ્રમાણભૂત હોવાથી સત્ય છે, કારણ કે તેને પ્રકટ કરનાર સર્વોત્તમ વ્યક્તિ દેહધારી મૂર્તિમત ધર્મ જ છે જરથોસ્તીઓના કહેવા પ્રમાણે અવેસ્તા પ્રમાણભૂત છે, કારણ કે ઇશ્વરે એ ધર્મનુ પ્રકટીકરણ કેટલાક દષ્ટાઓ આગળ કર્યું અને દષ્ટાઓએ લોકો પાસે કર્યું. યહુદી લોકોનો જુનો કરાર, ખ્રિસ્તીઓનો નવો કરાર અને ઇસ્લામનુ કુરાન, તે તે લોકોને પ્રમાણભૂત છે, કારણ કે તે તે ધર્મના દષ્ટાઓએ પ્રકટ કરેલ છે બધા વૈદિક ગ્રન્થાનો શ્રુતિને પ્રમાણભૂત માને છે, પણ શ્રુતિપ્રામાણ્ય શા કારણથી છે, તેમા તેઓ એક મત થતા નથી.

મીમાંસાને સર્જનહાર ઈશ્વરની કલ્પના માન્ય નથી. મીમાંસામતે વેદોને કોઈએ રચ્યા નથી, પણ વેદો સ્વયંભૂ અને અનાદિનિધન છે; વેદો પોતે જ સનાતન સત્યો છે કે જેમાં માનવધર્મ સમાવિષ્ટ થઈ જાય છે, માટે વેદોનું પ્રામાણ્ય સંશયરહિત સ્વીકારવું જ જોઈએ. સાંખ્ય દર્શન પણ સર્જનહાર ઈશ્વરની કલ્પનાને માન્ય રાખતું નથી, પરંતુ વેદોના સનાતનત્વની બાબતમાં મીમાંસાની સાથે સહમત થતું નથી, છતાં વેદો અપ્રમાણ છે એમ માનવા સાંખ્ય દર્શન બીલકુલ તૈયાર નથી. મીમાંસાની સાથે સહમત થઈને સાંખ્ય માને છે કે વેદો અપૌરુષેય (કોઈ પણ પુરુષે ન ઉપજાવ્યા હોય તેવા) છે. ન્યાય, વૈશેષિક અને વેદાન્તી દર્શનોમાં વેદો પરત્વે એવી માન્યતા છે કે વેદો સર્વોપરી ઈશ્વરની પ્રજ્ઞાજન્ય કૃતિ છે અને તેથી જ પ્રમાણભૂત છે. બુદ્ધિગમ્ય ધર્મમાં તો આપણે જોયું છે તેમ, આ પ્રકારના ઈશ્વરનો ઇન્કાર કરવામાં આવેલો છે. આ ધર્મની માન્યતા પ્રમાણે ધર્મનું પ્રકટીકરણ કોઈ સંપૂર્ણ મુક્ત જીવદ્વારા થાય છે. અને તે પ્રકટ કરનાર (સદેહ) મુક્ત જીવ, સર્વજ્ઞ અને પૂર્ણ દિવ્ય દર્શનવાળો હોવાથી ધર્મનાં સનાતન સત્યોને યથાર્થસ્વરૂપે જોઈ શકે છે અને પોતે કોઈ પણ જાતના સ્વાર્થ, છલકપટ, રાગદ્વેષ વગેરે કષાયોથી અત્યંત મુક્ત છે, તેથી પોતે જેવી રીતે જોયું અને અનુભવ્યું, તેજ રીતે લોકોને ધર્મતત્ત્વનું દર્શન કરાવે છે. યોગદર્શન પણ આમ જ કહે છે. યોગમતે વિશદ દૃષ્ટિવાળા, નિત્યમુક્ત અને સર્વજ્ઞ પુરુષ કે જેને તે ઈશ્વર કહે છે, તે ધર્મને પ્રકટ કરે છે. ઈશ્વર અહંકાર તથા રાગદ્વેષાદિ કષાયોથી સંપૂર્ણ રીતે મુક્ત છે અને તેથી જ તેણે ધર્મતત્ત્વને યથાર્થ સ્વરૂપે જોયેલું હોય અને એ રીતે ઉપદેશ્યું હોય. માટે જ,

યોગમતે સર્વસપૂર્ણ ઈશ્વરદ્વારા થતુ ધર્મનુ પ્રકટીકરણ પ્રમાણભૂત ઠરે છે આમ છતા યોગદર્શનમા ધર્મને પ્રકટ કરનારનુ સ્થાન એક જ વ્યકિત માટે અલાયદુ રાખી મૂકવામા આવ્યુ છે વિકાસક્રમથી આધ્યાત્મિક પ્રગતિ સાધનાર કોઇ પણ વ્યકિત માટે નહિ। આ સ્થાન તો એક નિત્યસ્વયભૂ, નિત્યશુદ્ધ, નિત્યપૂર્ણ અને અને નિત્યમુકત એવા એક જ માટે છે। મનુષ્યનુ માનસ પ્રશ્નો પૂછવાની વૃત્તિવાળુ અને શંકાશીલ હોવાથી, જે ધર્મમા પોતે જન્મ્યો છે, તે ઇશ્વરપ્રણીત છે અને તેથી નિતાતગ્રાહ્ય છે, એવુ કથન તેને સતોષકારક લાગતુ નથી બુદ્ધિમાન મનુષ્ય હમેશા આગ્રહ રાખે છે કે ધર્મના કહેવાતા પ્રકટીભૂત સત્યોને બુદ્ધિની કસોટીએ ચઢાવવા જોઇએ

## મધ્યકાલીન યુરોપનું તત્ત્વજ્ઞાન

આનો એક રસપ્રદ નમૂનો મધ્યકાલીન યુરોપના ખ્રીસ્તી ધર્મમા જોવામા આવે છે સ્કૉટ્સ એરિજીનાને લાગ્યુ કે ધાર્મિક માન્યતાઓનો બુદ્ધિગમ્ય ખુલાસો અત્યત જરૂરી છે એટલે તેણે કહ્યુ કે-બુદ્ધિ અને શ્રદ્ધા વચ્ચે પરસ્પર વિરોધ નથી તેના મતે, સાચો ધર્મ અને સાચું તત્ત્વજ્ઞાન બને એક જ વસ્તુ છે એરિજીનાનુ કહેવુ એમ છે કે-સત્ય ધર્મની માન્યતાઓ તર્કશુદ્ધ હોઇ શકે છે અને તર્કથી સ્થાપિત થએલું સત્ય લગભગ ધર્મના સિદ્ધાત જેવુ જ હોય છે. બુદ્ધિ અને શ્રદ્ધાની એકતાનો એરિજીનાનો મત એબેલાર્ડને માન્ય થયો નહિ. એબેલાર્ડનુ વલણ બુધ્ધિગમ્ય ધર્મ તરફ વધારે હતું અને બુધ્ધિ કહે તે જ પ્રમાણુ હોઇ શકે, એમ તેનુ માનવું હતુ શ્રદ્ધાએ માન્ય રાખેલા ધર્મતત્ત્વોને બુદ્ધિપૂર્વક તપા-

સવાં જોઈએ, એમ એબેલાર્ડનો આગ્રહ હતો. બુદ્ધિ અને શ્રદ્ધાના એકપણા વિષે એરિજીના અને તેના અનુયાયીઓનો આગ્રહ છતાં, યુરોપના મધ્યકાલીન વિચારકોના મનમાં ઊંડે ઊંડે એમ તો હતું જ કે કદાચ શ્રદ્ધા અને બુદ્ધિ એક ન હોય. એબેલાર્ડ બુદ્ધિને મહત્ત્વ આપતો, તો તેથી વિરુદ્ધ હ્યુગો અને વિક્ટોરિનીસ બુદ્ધિને નિકૃષ્ટ ગણતા અને કહેતા કે શ્રદ્ધાથી સ્થાપિત થયેલી વસ્તુઓને બુદ્ધિની ટીકા સ્પર્શી શકે જ નહિ. બીજી તરફ એલેક્ઝાંડર ઓફ્હેલ્સ, આલ્બર્ટ મેગ્નસ અને ટોમસ એ-કવાઇનસ શ્રદ્ધા અને બુદ્ધિ વચ્ચેનું અંતર દૂર કરવાનો પ્રયત્ન કરતા. આ લોકોનું કહેવું એમ હતું કે શ્રદ્ધા-વિહિત વસ્તુઓને ટેકો આપવો, એ જ બુદ્ધિનું નિત્ય કર્ત્તવ્ય છે. તે કાલની ધાર્મિક માન્યતાઓ પરત્વે ડન્સ સ્કોટ્સ અને તેના અનુયાયીઓનો મત એવો છે કે-ધર્મની ઘણી માન્યતાઓનો બુદ્ધિની સાથે મેળ ખાતો નથી, માટે ધાર્મિક માન્યતાઓને લોક-ટીકામાંથી બચાવી લેવા માટે તેમણે એક નવો માર્ગ કાઢ્યો. સત્યો બે પ્રકારનાં છેઃ માણસ-ની સ્વભાવસિદ્ધ બુદ્ધિથી સ્થાપિત કરાયેલાં અને અદ્ભુત ઈશ્વરીકૃપા દ્વારા પ્રાપ્ત થયેલાં. બીજાં પ્રકારનાં સત્યોને પ્રકટીભૂત સત્યો કહી શકાય. આ સત્યો બુદ્ધિથી પર છે. ડન્સ સ્કોટ્સને શ્રદ્ધાથી બુદ્ધિ ભિન્ન છે, એમ કહેવાની જરૂર એટલા માટે પડી કે જો શ્રદ્ધામય વિધાનોને બુદ્ધિની કસોટીએ ચઢાવીએ તો તેને ટેકો મળવાને બદલે, રખે નિરાધાર ઠરે. માનવબુદ્ધિ અને ઇશ્વરકૃપા વચ્ચેનો ભેદ તો હતો જ. વળી એ ભેદમાંથી એક બીજો ભેદ જન્મ્યો, તે બુદ્ધિ અને શ્રુતિપ્રમાણનો. આ ભેદ પ્રમાણે બુદ્ધિથી એક વસ્તુ સાચી ઠરે, પરંતુ શ્રુતિપ્રમાણ તેનાથી બરોબર વિરુદ્ધ

હોય! ડન્સ સ્કોટ્સ પછી થયેલા વિચારકોએ આ ભેદ ઉડાડી નાખ્યો અને શ્રદ્ધા જે ઉચ્ચ સ્થાન ભોગવતી હતી, તે સ્થાનથી તેને પદભ્રષ્ટ કરી, તથા જાહેર કર્યું કે બુદ્ધિ જ સર્વોપરી તત્ત્વ છે તદુપરાત શ્રદ્ધાવિહિત છતા બુદ્ધિથી વિરુદ્ધ હોય, એવી કોઇ વસ્તુ સત્ય ન જ હોઇ શકે, એવું પણ પ્રતિપાદન કર્યું આ રીતે મધ્યકાલીન યુરોપના તત્ત્વજ્ઞાનનો અત આવ્યો!

## પૂજનીય તત્ત્વો

હવે એક બીજી વાત. દરેક ધર્મમા એટલુ તો સ્પષ્ટ જોઇ શકાશે કે ઇશ્વર અને ધર્મતત્ત્વને પ્રકટ કરનાર વ્યક્તિ, આ બે જ પૂજનીય ગણાતા નથી ફ્રેંચ ફિલ્સુફ કોમ્ટનો એક નવીન જ ધર્મ સપ્રદાય છે કે જેને 'પોઝીટીવીઝમ' કહે છે આ ધર્મ સપ્રદાય વિષે કેટલાક એવી ટીકા કરે છે કે 'કોમ્ટનો સંપ્રદાય કેથોલિક ખ્રીસ્તી ધર્મમાથી ખ્રીસ્તી ધર્મ બાદ કરીએ અને જે શેષ રહે તે' જ્યારે તેના પ્રશંસકો એમ કહે છે કે 'આ સપ્રદાયમા કેથોલિક તત્ત્વ છે અને તે ઉપરાત તેમા વૈજ્ઞાનિક દષ્ટિ પણ છે' પોઝીટીવીઝમ એટલે માનવપ્રેમધર્મ' આ ધર્મમા માનવજાત કુદરતમા સર્વોપરી (The great being) હોવાથી પૂજનીય ગણાય છે બીજા ધર્મોની પેઠે આ ધર્મમા પણ એક પ્રકારનુ પૂજારીઓનુ મડળ હોય છે, જેની કાર્યપદ્ધતિ કઇક વિલક્ષણ છે. ઘણુખરુ, જેનામા નૈતિક બળ, સદાચાર અને વિદ્વત્તા હોય, તેઓ સમાજમા વ્યાખ્યાનો દ્વારા પ્રવૃત્તિ કર્યે જ જાય છે આ વ્યાખ્યાનોમાં માનવનો પ્રકૃતિ અથવા વિશ્વ સાથે શો સબંધ છે અને ઇશ્વરની માન્યતા વગર પણ સન્ચાની કેમ રહી શકાય છે, તેનો ઉપદેશ કરવામા આવે છે.

આની અસર ધાર્મિક શ્રદ્ધાવાળા લોકો પર ખૂબ થાય છે અને તેથી આ સંપ્રદાયને બહુમાનની દષ્ટિથી જોવામાં આવે છે. આ પ્રમાણે બૌદ્ધધર્મમાં પણ ધર્મ (વિશ્વનિયમન અથવા સર્વોપરી સત્તા) અને બુધ્ધ (દષ્ટા અથવા ધર્મ પ્રગટ કરનાર) આ બેને જ શરણે જવાનું કહ્યું નથી, પણ સંઘ એટલે સમાન નિષ્ઠા કે શ્રધ્ધાવાળાઓના સમૂહને શરણે જવાનું પણ કહ્યું છે. એવી જ રીતે યહુદી ધર્મમાં પણ ત્રણ વસ્તુઓ પૂજનીય ગણાય છેઃ (૧) ઇશ્વર કે જે જગતથી નિરાળો અને જગતનો પિતા છેઃ (૨) મસીહ કે જે ધર્મમાં આસ્થા રાખનારા માણસોનો લોકનાયક છે, અને (૩) સીનેગોગ (ધર્મમંદિર) કે જેમાં ટોળે મળીને પ્રાર્થનાઓ કરાય છે. ખ્રીસ્તી ધર્મમાં ત્રિમૂર્તિ પૂજનીય ગણાય છેઃ (૧) જગત્પિતા ઇશ્વર, (૨) ઈસુ ખ્રીસ્ત કે જેણે ધર્મ-રહસ્યોને પ્રકટ કર્યું અને (૩) પવિત્ર આત્મા (holy Spirit) આ ખ્રિસ્તી ત્રિમૂર્તિના અર્થ વિષે અને ખાસ કરીને 'પવિત્ર આત્મા' શું? તેના વિષે મતભેદ છે. એક મત એવો છે કે 'પવિત્ર આત્મા' એટલે ખ્રીસ્તીધર્મમાં માનનારાએ શ્રદ્ધાપૂર્વક પોતાના હૃદયનું પરિવર્તન કરવું. જ્યારે બીજો મત એવો છે કે ખ્રસ્તીઓ જીવનમાં જે એક પ્રકારનો ભ્રાતૃભાવ અથવા સંઘભાવ અનુભવે છે, તે જ 'પવિત્ર આત્મા' છે, અર્થાત્ પોતાના પુણ્યવડે જેનો ઊદ્ધાર થયેલો છે અને ઇશ્વરપુત્ર ઈસુ ખ્રીસ્ત કે જે આ ધર્મસંઘનો પુણ્યશ્લોક ઉપરી છે, તેનાથી જેના આત્માઓ પવિત્ર અને પૂર્ણ કરાયેલા છે, એવા પુણ્યાત્માઓનો એક મહાન્ સમાજ તે જ પવિત્ર આત્મા છે. પવિત્ર આત્માનો અર્થ ખ્રીસ્તી ચર્ચ પણ કરવામાં આવે છે કે જેને કેલવિનના અનુયાયીઓ 'અદૃશ્ય'

(જગતથી પર) માને છે અને લ્યુથરના અનુયાયીઓ 'દશ્ય' '(જગતમા પ્રવર્તતો એવો ધર્મ) માને છે રોમન કેથોલિક સપ્રદાયવાળા, પૂર્વદેશના ખ્રીસ્તીઓ અને ઈંગ્લાંડના ધર્માધિકારીઓ લ્યુથરના મતને મળતા આવે છે. તેમના મતે 'પવિત્ર આત્મા' એ પ્રભુનો દશ્ય ધર્મસઘ છે કે જેને સઘળા આસ્તિક લોકોએ માન્ય રાખવો જોઇએ તેમા પ્રભુથી પ્રકટ થયેલા ધર્મના પયગબરોનો સમાવેશ થઇ જાય છે અથવા ઇંગ્લીશ ચર્ચના ધર્મ-બધારણની ૧૯મી કલમ પ્રમાણે 'ચર્ચ' એ શ્રદ્ધાવાન લોકોનો એક સમાજ છે કે જેમા ઈશ્વરનો પવિત્ર શબ્દ ઉપદેશાય છે અને ઈસુ ખ્રીસ્તની આજ્ઞા પ્રમાણે ઉચિત ધર્મવિધિઓ કરાવાય છે આ સંબધી વધારે વિસ્તાર ન કરતા અમે એટલુ જ કહીશુ કે બુધ્ધિગમ્ય ધર્મ તેના આસ્તિક અનુયાયીઓ પાસેથી તેના પ્રત્યે પૂજ્યભાવ માગી જ લે છે, કારણ કે તે ધર્મના મહાનુભાવ ઉપદેશકો પોતાની સુમસ્કારિતા અને સદાચારદ્વારા ધર્મના મૂળભૂત સિદ્ધાતોને જ પકડે છે અને તેનો જિજ્ઞાસુઓને ઉપદેશ કરે છે

## ધર્મનું કાર્ય

બુદ્ધિગમ્ય ધર્મ કેવી રીતે ઇશ્વરસ્વરૂપ નક્કી કરે છે તથા ઇશ્વરને અને એના જેવા બીજા મુક્ત જીવોને કેવી રીતે પૂજનીય ગણે છે, તેનો હેવાલ ઉપર આપવામા આવ્યો છે. આ પૂજનીય વ્યક્તિઓ સાથે શ્રધ્ધાવાન આસ્તિકને શો સબધ છે, તે સ્થાપિત કરવાનુ કાર્ય ધર્મનું છે આ સબધનું આયોજન કરવાનુ, તેને અસરકારક બનાવવાનુ અને તેને લગતા વ્યવહારનુ કાર્ય સરલ બને, તે માટે દરેક ધર્મ અનેક પ્રકારના ક્રિયાકાડ, વિધિઓ અને આચારોની નિર્દેશના

કરે છે. દરેક બુદ્ધિગમ્ય ધર્મનો હેતુ માનવ અને ઈશ્વર વચ્ચેનો સંબંધ બાંધી આપવો એ છે અને આ સંબંધ અસરકારક રીતે કેટલા અંશે બાંધી શકાયો છે. તેના ઉપરથી ઉપર્યુક્ત ક્રિયાકાંડોની કે વિધિઓની ઉપયોગિતાનો ખ્યાલ કરવો જોઇએ.

## મહામંત્રની સમીક્ષા

હવે આપણે મહામંત્ર તરફ વળીએ. મહામંત્રની સમીક્ષા બે રીતે કરી શકાયઃ (૧) સિદ્ધાંતની દૃષ્ટિએ અને (૨) વ્યવહારની દૃષ્ટિએ. ઉપર અમે બતાવી ગયા છીએ, તે રીતે પ્રથમ બુદ્ધિગમ્ય ધર્મના મૂળભૂત સિદ્ધાંતો અને તેમાંથી ફલિત થતી વસ્તુઓ સાથે તેનો મેળ છે? ઈશ્વર અથવા ઈશ્વરસદૃશ મુક્ત જીવો, બુદ્ધિગમ્ય ધર્મના સિધ્ધાંત પ્રમાણે કેટલે અંશે પૂજનીય છે? આ સૈદ્ધાંતિક દૃષ્ટિએ મહામંત્રનો વિચાર પ્રથમ કરવાનો છે. બીજી વિચારણા એ કરવાની છે કે-વ્યવહાર અને આચારની દૃષ્ટિએ માનવજીવનની સર્વોચ્ચ ધાર્મિક સાધનાને આ મહામંત્ર અનુકૂળ છે? તે ઇશ્વર અને પોતાની વચ્ચેનો સંબંધ ગાઢ બનાવી શકે છે?

આ પ્રમાણે સૈધ્ધાંતિક અને વ્યાવહારિક દૃષ્ટિથી મહામંત્રની સમીક્ષા કરવાનો અને તેમાંથી ફલિત થતી વસ્તુઓનો સમ્યગ્ વિચાર કરવાનો અમારો આશય અને પ્રયત્ન છે.



નૈઋત્ય ખૂણામાં, **मंगलाणं च सव्वेसिं** વાયવ્ય ખૂણામાં અને **पढमं हवइ मंगलं** ઈશાન ખૂણામાં. આ પ્રમાણે નમસ્કાર મહામંત્રનું ધ્યાન ધરવું.

મહામંત્રમાં જે પાંચ મહાન આત્મા કે પરમેષ્ઠિઓને નમસ્કાર કરવામાં આવે છે, તેમનાં નામથી કેટલીક વિદ્યાઓ ઉત્પન્ન થાય છે. જેમ કે **अरिहंतसिद्धआयरियउवज्झाय साहू** એ સોળાક્ષરી વિદ્યા છે,[1] **ॐ अरिहंतसिद्धसयोगिकेवलि स्वाहा** એ પંદર અક્ષરી વિદ્યા છે.[2] **अरिहंत-सिद्ध** એ છ અક્ષરી વિદ્યા છે,[3] **असिआउसा** એ પાંચ અક્ષરવાળી વિદ્યા છે[4] અને **अरिहंत** એ ચાર પદવાળી વિદ્યા છે.[5] **असिआउसा**માં **અર્હત્**, **સિદ્ધ**, **આચાર્ય**, ઉપાધ્યાય અને **સાધુ**-ના પ્રથમાક્ષરો રહેલા છે.

ॐ પણ પંચપરમેષ્ઠિનો વાચક ગણાય છે. તે આ રીતઃ—

अ-અર્હત્‌નો આદ્ય અક્ષર.

अ-સિદ્ધનો એટલે અશરીરીનો આદ્ય અક્ષર.

आ-આચાર્યનો આદ્ય અક્ષર.

उ-ઉપાધ્યાયનો આદ્ય અક્ષર.

म्-સાધુ એટલે મુનિનો આદ્ય અક્ષર.

अ+अ=आ. आ+आ=आ. आ+उ=ओ. ओ+म्=ओम्.

---

૧ યોગશાસ્ત્ર, અષ્ટમ પ્રકાશ, શ્લોક ૩૯.
૨ ,, ,, ,, ૪૪.
૩ ,, ,, ,, ૪૦.
૪ ,, ,, ,, ૪૦.
૫ ,, ,, ,, ૪૦.

હવે અર્હંત્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ કે જેમને પંચપરમેષ્ઠી કહેવામાં આવે છે, તેમના લક્ષણો શા છે, તે તપાસીએ.

## અર્હંત્

'અર્હંત્' શબ્દ ઘણો પ્રાચીન છે. વેદોમાં તે પૂજાર્હ વસ્તુઓ માટે વપરાયેલો જોવામાં આવે છે અવેસ્તામાં પણ લગભગ તેવા જ અર્થમાં તે વપરાયેલો છે અને ઘણીખરી ઇન્ડો-જર્મન ભાષાઓ કે જે સંસ્કૃત ભાષા સાથે ઘણો નિકટનો સંબંધ ધરાવે છે, તેમાં પણ તે અર્થના થોડા ફેરફાર સાથે વપરાયેલો જોવામાં આવે છે.

બૌદ્ધો 'અર્હંત્' શબ્દ બુદ્ધ ભગવાનને લગાડે છે જૈનો 'અર્હંત્' શબ્દ તીર્થંકરોને લગાડે છે, કારણકે તેઓ ત્રિલોકની પૂજાને યોગ્ય હોય છે અને પાંચ પવિત્ર પ્રસંગોએ દેવોવડે વિશિષ્ટતાપૂર્વક પૂજાય છે અહીં આપણે યાદ રાખવું જોઈએ કે જેમ બધા આત્માઓને પુરુષાર્થના યોગે મુક્તિ મળે છે, તેમ તીર્થંકરો અથવા અર્હંતોને પણ પુરુષાર્થના યોગે જ મુક્તિ મળે છે અને તેવો પુરુષાર્થ પૂર્ણ કરવા માટે અસંખ્ય જન્મ-જન્માંતરો લેવા પડે છે પરંતુ તેમાં તેમનો છેલ્લો જન્મ અત્યંત પવિત્ર ગણાય છે, કારણ કે તે જન્મમાં સર્વ કલેશોના કારણરૂપ કર્મોનો નાશ થાય છે, વિશ્વના સર્વ પદાર્થોનું સાર્વકાલિક જ્ઞાન થાય છે, ત્રિભુવનને ઉપકારી એવા ધર્મતીર્થનું પ્રવર્તન થાય છે, અને એ રીતે કૃતકૃત્ય થયા પછી પુન જન્મ લેવો પડતો નથી અર્હંતનું છેલ્લું અથવા ચરમ શરીર ચાર અતિશયોથી યુક્ત હોય છે (૧) તે લોકોત્તર અદ્‌ભુત સ્વરૂપવાળું હોય

છે. (૨) સુગંધિત શ્વાસોચ્છ્વાસવાળું હોય છે; (૩) દૂધ જેવા શ્વેત માંસ અને શ્વેત રુધિરવાળું હોય છે તથા (૪) તેના વડે થતો આહાર અને નિહાર ( મલવિસર્જન ) ચર્મચક્ષુ-વાળા જોઈ શકતા નથી. આવા પરમ પુરુષાર્થી, પરમ પવિત્ર, સર્વજ્ઞ અને સર્વોપકારી અર્હતોના જીવનના પાંચ પવિત્ર પ્રસંગો સમસ્ત વિશ્વને માટે કલ્યાણના પરમ કારણ હોઇને કલ્યાણક કહેવાય છે અને તે દરેક કલ્યાણક પ્રસંગે દેવો તેમની પૂજા–ભક્તિ કરે છે.

## પંચ કલ્યાણક

**(૧) ચ્યવન–કલ્યાણક:** જ્યારે અર્હત્નો આત્મા ઉચ્ચ-તમ સ્વર્ગમાંથી ચ્યવીને તેમની ભાવી માતાના ગર્ભમાં પ્રવેશ કરે છે, ત્યારે ત્રણ લોકમાં વિદ્યુત્ જેવો પ્રકાશ થાય છે અને સુખની એક અપૂર્વ લહરી ફેલાઇ જાય છે. નરકના જીવો જે પ્રતિક્ષણે અત્યંત દુઃખ ભોગવતા હોય છે, તેમને પણ આ ક્ષણે સુખનો અનુભવ થાય છે. અર્હત્ની માતાના ઉદરમાં પ્રવેશ થતાં જ માતાને મહામંગલકારી ચૌદ સ્વપ્નો આવે છે કે જે પુત્રની મહત્તાનાં સૂચક હોય છે. આ વખતે ઈંદ્રનું સિંહાસન કંપે છે, એટલે તે પોતાના સહજ અવધિ-જ્ઞાનનો ઉપયોગ મૂકે છે; ત્યાં તેને જણાય છે કે વિશ્વના પરમ ઉદ્ધારક દેવાધિદેવ અર્હત્ માતાના ગર્ભમાં આવ્યા છે એટલે તેના હૃદયમાં હર્ષનાં પૂર ચડે છે અને આ વાતની બીજા ઈંદ્રોને જાણ કરતાં સર્વે સાથે મળીને અર્હત્ની દિશામાં સાત આઠ પગલાં સામે જઇને ખાસ સ્તવનવડે વંદના કરે છે કે જેને શક્રસ્તવ કહેવામાં આવે છે. પછી તેઓ અન્ય દેવોને જણાવે છે કે–'હે દેવો ! વિષય અને વિકારથી દાઝેલા જગ-તના જીવોનો પરમ ઉદ્ધાર કરનારા શ્રીઅર્હદ્દેવ માતાના ગર્ભમાં

અવતર્યા છે, માટે આપણા કલ્પ મુજબ તેમની ભકિત કરવાને ચાલો એટલે સઘળા દેવો માતાની પાસે આવે છે અને 'હે જગજ્જનની! તમારો પુત્ર ત્રિભુવનનો ઉદ્ધારક થશે' એમ જણાવીને પરમ હર્ષપૂર્વક ઉત્સવ કરે છે. પ્રાતે નંદીશ્વર દ્વીપમા જઇને ત્યા રહેલા શાશ્વત ચૈત્યોને વંદન કરીને ઉત્સવની પૂર્ણાહુતિ કરે છે. આ ઉત્સવને ચ્યવન-કલ્યાણકનો ઉત્સવ કહેવાય છે.

(૨) જન્મ-કલ્યાણક: જ્યારે અર્હત્નો જન્મ થાય છે, ત્યારે સઘળી દિશાઓ પ્રસન્ન થાય છે, પવન મંદ મંદ વહેવા લાગે છે, સ્વચ્છ સુગંધી જલની વૃષ્ટિ થાય છે, દેવદુંદુભિઓ ગડગડવા લાગે છે અને જગત્ના સર્વ જીવોને ક્ષણભર ઉત્કટ આનંદ થાય છે તે સમયે પોતાના આસનો ચલાયમાન થવાથી છપ્પન દિક્કુમારિકાઓ અર્હત્ની માતા પાસે આવે છે અને સૂતિકાગૃહની રચનાથી માડીને મંગલગીત ગાવા સુધીના સર્વ કાર્યો કરે છે પછી સૌધર્મેન્દ્રનુ આસન ચલાયમાન થતા તે દિવ્ય (અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકે છે અને અર્હત્નો જન્મ થયેલો જાણીને) તેમની વિધિપૂર્વક સ્તુતિ કરે છે. પશ્ચાત્ નૈગમિષી નામના સેનાધિપતિ દ્વારા સર્વ દેવોને સ્નાત્ર-અભિષેકમા આવવાનુ જણાવે છે ત્યારે નૈગમિષી દેવ સુઘોષા નામની ઘંટા વગાડે છે, એટલે બીજા સર્વ વિમાનોની ઘંટા વાગવા લાગે છે અને એ રીતે સર્વ દેવોને જાણ થતા એતો અત્યંત હર્ષપૂર્વક એકત્ર થઇને સુમેરુ પર્વત ઉપર જાય છે અને તેના મંદર નામા શિખર ઉપર અર્હત્ના સ્નાત્ર-અભિષેકની તૈયારીઓ કરે છે. દેવરાજ સૌધર્માધિપતિ તરતના જન્મેલા અર્હત્ને-તેમના સ્થાને તેમના પ્રતિબિંબભૂત બીજો દેહ અવેજીમા મૂકીને-આ ગિરિશૃંગ પર લઇ આવે છે અને

તેમને પોતાના ખોળામાં લઈને રત્નસિંહાસન પર બેસે છે. તે વખતે બીજા ઇંદ્રો અને દેવ-દેવીઓ વિવિધ તીર્થમાંથી લાવેલાં જળ અને ઓષધિઓવડે તેમનો અભિષેક કરે છે. પછી અર્હત્‌ને બીજા ઇંદ્રને સોંપીને સૌધર્મેંદ્ર પોતે અર્હત્‌નો અભિષેક કરે છે તથા દિવ્ય વસ્ત્રાલંકારથી વિભૂષિત કરીને તેમની સ્તુતિ વગેરે કરે છે; પછી તેમને પાછા લાવી માતાને સોંપે છે અને ત્યાં સુવર્ણ તથા રત્નની વૃષ્ટિ કરે છે. પછી સર્વે દેવો નંદીશ્વરદ્વીપમાં જઈને અષ્ટાન્હિકા મહોત્સવ કરે છે અને સ્વર્ગમાં પાછા ફરે છે. આ ઉત્સવને જન્મ-કલ્યાણકનો ઉત્સવ કહેવાય છે.

(૩) **દીક્ષા-કલ્યાણક :** જન્મ-જન્મનાં શુભ સંસ્કારોને લીધે અર્હતો જન્મથી જ વૈરાગ્યને ધારણ કરનારા હોય છે, છતાં ભોગકર્મ અનુસાર ઉદાસીનભાવે ભોગોને ભોગવે છે. એમ કરતાં જ્યારે સંસાર-નિષ્ક્રમણનો પ્રસંગ નજીક આવે છે, ત્યારે બ્રહ્મ નામના પાંચમા દેવલોકના અંતે વસનારા સારસ્વત, આદિત્ય, વહ્નિ, અરુણ, ગર્દતોય, તુષિતાશ્વ, અવ્યાબાધ, મરુત અને રિષ્ટ નામના લોકાંતિક દેવો અર્હત્‌ના ચરણ સમીપે આવીને અંજલિપૂર્વક વિજ્ઞપ્તિ કરે છે કે 'હે પ્રભો! તીર્થ પ્રવર્ત્તાવો.' પછી અર્હત્‌ એક અણગાર યતિ તરીકેનું જીવન ગુજારવા માટે તત્પર થાય છે અને વાર્ષિક દાન દેવાની શરૂઆત કરે છે. એ સમય પૂરો થયે દેવો અર્હત્‌નું નિષ્ક્રમણ-કલ્યાણક કે દીક્ષામહોત્સવ નામે ત્રીજો ઉત્સવ કરે છે. આ પ્રસંગે બીજા ઇંદ્રોની સાથે સૌધર્મેન્દ્ર અર્હત્‌ના મહાલયે આવે છે અને તેમનો અભિષેક કરીને પોતાની સાથે લાવેલાં દિવ્ય અલંકાર તથા વસ્ત્રો પહેરાવે છે. પછી દેવોએ તૈયાર કરેલી ખાસ શિબિકા( પાલખી )માં

બેસે છે અને તે શિબિકાને દેવો એક ભવ્ય વરઘોડાના આકારે લોકસમૂહમાં ફેરવે છે આ શિબિકા, પછી એક ઉદ્યાનમાં આવી પહોંચે છે, જ્યાં અર્હત્ યાવજ્જીવ સર્વ સાવદ્ય યોગના ત્યાગરૂપ સામાયિકનો સ્વીકાર કરે છે અને તેના નિર્વાહ માટે પાંચ મહાવ્રતો ધારણ કરીને ત્યાગી જીવનની શરૂઆત કરે છે કે જેમાં ધ્યાન અને તપશ્ચર્યા મુખ્ય હોય છે આ ઉત્સવને દીક્ષા-કલ્યાણકનો ઉત્સવ કહેવાય છે

(૪) **જ્ઞાન-કલ્યાણક** ધ્યાન અને તપશ્ચર્યા પરાકાષ્ઠાએ પહોંચતા અર્હત્‌ના અવશિષ્ટ રહેલા ચારે ઘાતી કર્મો નાશ પામે છે અને તેમને સર્વજ્ઞતાનો પ્રકાશ સાંપડે છે, જેને કેવલજ્ઞાન કહેવામાં આવે છે આ વખતે નીચેના અગિયાર અતિશયો ઉત્પન્ન થાય છે (૧) સમવસરણની રચના, (૨) અર્થગંભીર વાણી, (૩) ભાષાની સર્વદેશીયતા, (૪) આસપાસના વિસ્તારમાંથી જ્વરાદિ રોગોનો નાશ, (૫) પરસ્પરના વૈરની શાંતિ, (૬) પાકનો નાશ કરનારી તીડ વગેરે ઇતિઓનો અભાવ, (૭) ઉપદ્રવોનો વિરમ (૮-૯-૧૦) અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ અને દુષ્કાળનો અટકાવ તથા (૧૧) સ્વચક્ર અને પરચક્રનો અસંભવ આ અપૂર્વ કલ્યાણકારી પ્રસંગને દેવો સમુચિત રીતે ઉજવે છે અને નીચેની ૧૯ વસ્તુઓ કરે છે. (૧) ધર્મચક્રને ફેરવે છે, (૨) ચામરને વીંઝે છે, (૩) પાદપીઠ સહિત સિંહાસનને રચે છે, (૪) ત્રણ છત્રો માથે ધરે છે. (૫) રત્નમય ધર્મધ્વજને આગળ આગળ ચલાવે છે, (૬) સ્વર્ણકમલની રચના કરે છે, (૭) સમવસરણની આસપાસ ત્રણ પ્રકારના ગઢો રચે છે, (૮) ઉપદેશ સમયે પ્રભુની બેઠક સિવાયની ત્રણે દિશામાં પ્રભુના દેહપ્રતિબિંબ દેખાડે છે, (૯)

અશોક વૃક્ષની રચના કરે છે, (૧૦) માર્ગમાં રહેલા કંટકોને અધોમુખ બનાવી દે છે, (૧૧) વૃક્ષોની ડાળીઓને ઝુકાવી નમન કરાવે છે, (૧૨) દેવદુંદુભિ વગાડે છે, (૧૩) સંવર્તક જાતિનો પવન ફુંકે છે કે જેથી કચરો દૂર થઈ જાય, (૧૪) પક્ષીઓને પ્રદક્ષિણા કરાવે છે, (૧૫) ગંધોદકની વૃષ્ટિ કરે છે, (૧૬) પંચરંગી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરે છે, (૧૭) શ્રી અર્હત્ દેવના મસ્તકના કેશ, દાઢી, મૂછ તથા હાથપગના નખોની હાનિ થવા દેતા નથી, (૧૮) અનેક દેવો સમીપમાં રહે છે અને (૧૯) ઋતુઓને અનુકૂલ મનોહર બનાવે છે. આ રીતે અર્હત્‌ને ચાર અતિશયો જન્મની સાથે હોય છે, અગિયાર કર્મનો ક્ષય થવાથી ઉત્પન્ન થાય છે અને ઓગણીશ દેવોના કરેલ હોય છે, એટલે કુલ અતિશય ચોત્રીસ થાય છે.

(૫) **નિર્વાણ કલ્યાણકઃ** અર્હત્ જ્યારે આ મર્ત્ય શરીરને છોડી દે છે અને મુક્ત તથા અમર જીવાત્માઓ-(સિદ્ધ)ના પ્રદેશમાં જઇ પહોંચે છે, ત્યારે દેવો જે ઉત્સવ કરે છે, તેને નિર્વાણ-કલ્યાણકનો મહોત્સવ કહેવાય છે. આ પ્રસંગે ઈંદ્ર દિવ્ય જળથી અર્હત્‌ના શરીરને નવરાવે છે, ગોશીર્ષ ચંદનના રસનું વિલેપન કરે છે, વિવિધ અને દિવ્ય આભૂષણોથી શણગારે છે અને એક શિબિકામાં પધરાવી ગોશિર્ષચંદનનાં કાષ્ઠની ચિતામાં પધરાવે છે.' પછી અગ્નિકુમાર દેવતાઓ અગ્નિ ઉત્પન્ન કરે છે, વાયુકુમાર દેવતાઓ તેને વિશેષ પ્રજ્વલિત કરે છે અને ઇંદ્રના આદેશથી અનેક દેવતાઓ કર્પૂર, કસ્તૂરી અને ઘીના કુંભો એ ચિતામાં ક્ષેપન કરે છે. અસ્થિ વિના પ્રભુની બીજી સર્વ ધાતુઓ બળી જાય છે, એટલે મેઘકુમાર દેવતાઓ જળવડે એ ચિતાને બુઝાવીને શાંત કરે છે. પછી અર્હત્‌ની ઉપરની દાઢો શક્ર

અને ઈશાનેંદ્ર ગ્રહણ કરે છે, નીચલી દાઢા ચમર અને બલી ઈંદ્ર ગ્રહણ કરે છે, તથા બીજા દાંતો બીજા ઈંદ્રો ગ્રહણ કરે છે અને બાકીના દેવતાઓ તેમના અસ્થિ ગ્રહણ કરે છે. પછી ત્યા સ્તૂપ વગેરેની રચના કરીને બધા દેવો નંદીશ્વર દ્વીપમાં જઈને મોટા ઉત્સવપૂર્વક અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે અને પોતાના સ્થાને પાછા ફરીને અર્હતની દાઢા તથા અસ્થિને સુધર્મા સભાની મધ્યમા માણવક નામના સ્તભોમા વજ્રમય ગોળાકાર ડાબલામા મૂકીને તેની ખૂબ અર્ચા કરે છે

આ પ્રમાણે દેવો પાચ કલ્યાણક પ્રસગે અર્હત્‌ની પૂજા કરે છે અહીં આપણે ભૂલી જવુ ન જોઇએ કે આ માત્ર દેહ-પૂજા નથી, પરતુ અર્હત્‌ના દેહમા અમુક કાલ સુધી સ્થિતિ કરી રહેનારા એક મહાન્ આત્માની પૂજા છે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ પણ અર્હત્‌નો આત્મા એ જ મહત્ત્વનો વિષય છે

## અર્હત્‌ના નામો

અર્હતના જિન, સ્વયબુદ્ધ, વીતરાગ, પરમ પુરુષ, પુરુ-ષોત્તમ વગેરે ૧૦૦૮ નામો છે તેમાનુ એક નામ શુદ્ધ પણ છે, કારણ કે તેઓ ભય, દ્વેષ, રાગ, મદ, અરતિ, નિદ્રા, શોક વગેરે અઢાર દોષોથી રહિત હોય છે

## અર્હતના બાર ગુણો

અર્હત્ બાર વિશિષ્ટ ગુણોથી વિભૂષિત હોય છે. તેમાના આઠને 'પ્રાતિહાર્ય' કહેવામા આવે છે અને ચારને 'મૂલઅતિશય' કહેવામા આવે છે આઠ પ્રાતિહાર્યમા અલૌકિક વસ્તુઓનાં દર્શન થાય છે જેમ કે ૧ વિશાલ અશોકવૃક્ષ, ૨ દિવ્ય પુષ્પોની વૃષ્ટિ, ૩ આનદપ્રદ ધ્વનિ, ૪ ચામર, ૫ સુદર સિહાસન, ૬ મસ્તકની પાછળ રહેતુ ભામડલ કે તેજોમડળ, ૭ દેવદુદુભિ

નો નાદ અને ૮ મનોહર છત્ર. ચાર 'મૂલ અતિશયો' આ પ્રમાણે હોય છે: (૧) અપાય–અપગમ–અતિશય એટલે રાગ દ્વેષરૂપ અપાયનો નાશ તથા જ્યાં જ્યાં વિચરે ત્યાંથી ઇતિ=ભીતિ (રોગમરકી વગેરેના ઉપદ્રવ)નો નાશ, (૨) જ્ઞાન–અતિશય એટલે સર્વજ્ઞતા કે સઘળું જાણવાની શકિત, (૩) પૂજા–અતિશય એટલે ગમે તેટલી ઉચ્ચ સ્થિતિના હોય તો પણ તેવા સઘળા જીવાત્માઓ વડે થતું તેમનું અર્ચન–પૂજન, (૪) વચનાતિશય એટલે પાંત્રીશ વિશિષ્ટ ગુણોવાળી વાણી કે જેને દેવ, માનવ અને પશુ પોતાની ભાષામાં બરાબર સમજી શકે. આ બાર ગુણો એ ચોત્રીશ અતિશયોનો સંક્ષેપ છે.

## અનંત–ચતુષ્ટય

દેહધારી જીવોને અનેક પ્રકારનાં સુખો, શકિતઓ તથા જ્ઞાન અને વિજ્ઞાન પ્રાપ્ત થાય છે, પરંતુ આ બધાંને ચોક્કસ મર્યાદાઓ હોય છે. આ હકીકત એટલી બધી સુપ્રસિદ્ધ છે કે તેની વિસ્તારપૂર્વક ચર્ચા આ સ્થળે અસ્થાને છે. દાખલા તરીકે, એક માણસ અમુક સમય સુધી સુખી છે, પણ તે હમેશાં સુખી હોતો નથી. તેનું સુખ ઘણી વાર એકાએક અદૃશ્ય થઇ જાય છે અને શોકનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. તદુપરાંત તેને ઉદ્વેગકારક વસ્તુઓના વિચારો આવવાથી તેનું ચિત્ત કલેશગ્રસ્ત બની જાય છે. કોઇ માણસના દેહ અને મન બંને સારી સ્થિતિમાં હોય છે અને શકિતશાળી હોય છે, પરંતુ હમેશા સારી સ્થિતિ રહેતી નથી. કારણ કે દેહ અને મનની અપૂર્ણતાઓ, વ્યાધિઓ અને છેવટે મરણ સામે ઝઝુમવા માટે તેની શકિત કાયમ ટકેલી રહેતી નથી. કોઇ પણ પ્રાણીમાં વાતાવરણની વાસ્તવિક સ્થિતિનું તત્કાલજ્ઞાન

તથા બીજી વસ્તુઓને પારખવાનું જ્ઞાન હોય છે, પરંતુ એ જ્ઞાનનો જ્યારે ઇંદ્રિયાતીત અનંત વસ્તુઓ સાથે મુકાબલો કરીએ છીએ, ત્યારે આપણને જણાઈ આવે છે કે-દેહધારી જીવોનું જ્ઞાન અલ્પ અને ઘણી રીતે મર્યાદિત હોય છે છતાં આ પણ એક પ્રસિદ્ધ હકીકત છે કે કોઈ પણ માણસનાં સુખ, શરીરબળ અને જ્ઞાનશક્તિને ખૂબ જ વિકસાવીને વધારી શકાય છે અથવા તેથી ઊલટું ઘટાડી શકાય છે આ હકીકત પરથી સ્પષ્ટ થાય છે કે શક્તિઓનો સંકોચ અથવા વિકાસ થઇ શકે છે તદુપરાંત એમ પણ ફલિત થાય છે કે-જીવની સ્વાભાવિક આનંદમય સ્થિતિ, વીર્યશક્તિ, દર્શનશક્તિ, જ્ઞાનશક્તિ વગેરે સ્વભાવસિદ્ધ જ હોય છે અને જ્યારે જ્યારે પ્રતિકૂલ બાહ્ય અંતરાયો નડે છે, ત્યારે આ શક્તિઓનો પૂર્ણ વિકાસ થાય છે જીવાત્માની સ્વાભાવિક શક્તિના માર્ગમાં જે અંતરાયો નડે છે, તેને આપણે 'અરિ' કહી શકીએ, કે જેને જૈનોની દાર્શનિક પરિભાષામાં 'ઘાતીકર્મ' કહેવામાં આવે છે આ ઘાતીકર્મો ચાર પ્રકારના છે (૧) તેમાંના પહેલા પ્રકારના ઘાતીકર્મોને **જ્ઞાનાવરણીય** કહેવાય છે, જે આત્માની જ્ઞાનશક્તિનું આવરણ કરે છે (૨) બીજા પ્રકારના ઘાતીકર્મોને **દર્શનાવરણીય** કહેવામાં આવે છે, જે આત્માની દર્શન શક્તિનું આવરણ કરે છે (૩) ત્રીજા પ્રકારના ઘાતી કર્મોને **મોહનીય** કહેવામાં આવે છે, જે અત્યંત પ્રબલ અરિનું કામ કરે છે ઘાતી કર્મોમાં મૂળભૂત કર્મો આ ગણાય છે અને એમાથી જ બીજાં વિઘાતક બળો ઉત્પન્ન થાય છે મોહનીય એટલે મોહ ઉપજાવનાર તે સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્રરૂપ આત્માની સ્વાભાવિક શક્તિઓને તિરોભાવ પમાડી, નહિવત્ કરી નાખે છે તેથી આ કર્મો વડે અસમ્યગ્ માન્યતાઓ અને

રાગાદિ ઉત્પન્ન થાય છે, એમ કહી શકાય. બીજા શબ્દોમાં મોહનીય કર્મથી જીવાત્માની સ્વાભાવિક વિવેકબુદ્ધિ મૂઢ બની જાય છે અને દૂષિત માન્યતાઓ અને રાગાદિ અભિનિવેશો દૃઢ રીતે સ્થાપિત થાય છે, તેથી જીવાત્મામાં કર્મ પુદ્ગલોનો આસ્રવ વધારે ને વધારે થવા માંડે છે અને પરિણામે જીવાત્માનું અધઃપતન અચૂક બને છે. (૪) ચોથા પ્રકારનાં ઘાતીકર્મોને અંતરાય કર્મો કહેવામાં આવે છે, જે આત્માની દાનાદિક સ્વાભાવિક ઉદાત્ત વૃત્તિ અને શક્તિનો અવરોધ કરે છે, કોઈ પણ વસ્તુ પ્રાપ્ત થવાની હોય તેને અટકાવે છે અને પોતાની સ્વાભાવિક શક્તિઓના વિકાસની આડે આવે છે. આ રીતે પુદ્ગલોના સંબંધથી આત્માની સ્વાભાવિક શક્તિઓનો ઘાત થાય છે, એટલે તે ઘાતી કર્મો કહેવાય છે.

આત્માસાં કર્મનાં પુદ્ગલોનો જે આસ્રવ થાય છે, તે ઓછો થાય અથવા દૂર થાય તો જ જ્ઞાનાદિ શક્તિઓ બરાબર કામ કરી શકે છે. આ કર્મનાં પુદ્ગલો જીવ–પદાર્થની શક્તિના વિરોધી છે અને અનાદિ કાલથી જીવને લાગેલાં છે, તેથી તેમને હાંકી કાઢવાનું કામ (નિર્જરા) જો કે બહુ મુશ્કેલ છે, પણ અશક્ય તો નથી જ. આ ઘાતી કર્મરૂપી અરિને જીવથી સંપૂર્ણ રીતે છૂટા પાડવાનું કાર્ય અર્હત્ અતિકુશલતાપૂર્વક કરી શકે છે. એ કારણથી તેમને 'અરિહા' અથવા 'અરિહંત' પણ કહેવામાં આવે છે.

ચાર ઘાતી કર્મોનું ઉન્મૂલન અથવા નાશ થાય, ત્યારે તેનાં પરિણામો શાં આવવાં જોઈએ, તે સમજી શકાય એવું છે. જ્ઞાનાવરણીય કર્મોનો નાશ થવાથી આત્માની જ્ઞાનશક્તિનો પૂર્ણ ઉદય થાય છે. દર્શનાવરણીય કર્મોનો નાશ થવાથી

દર્શનશક્તિનો પૂર્ણ ઉદય થાય છે, મોહનીય કર્મનો નાશ થવાથી વીતરાગતા (સર્વથા નિસ ગતા)નો ઉદય થાય છે જે અખડ આનદનું સાધન છે, અને અતરાય કર્મોનો નાશ થવાથી આત્માના અનત સામર્થ્યનો સપૂર્ણ વિકાસ થાય છે. પૂર્ણજ્ઞાન, પૂર્ણદર્શન, પૂર્ણઆનદ અને પૂર્ણ સામર્થ્ય આ ચાર પૂર્ણતાઓને અનત ચતુષ્ટય કહેવામા આવે છે, તેની પ્રાપ્તિવડે અર્હત્ નિત્યમુકત અને પૂર્ણ બની જાય છે.

## જ્ઞાનાતિશય અથવા સર્વજ્ઞતા

આ અનત-ચતુષ્ટય પૈકી અનત જ્ઞાન કિવા જ્ઞાનાતિશય પરત્વે આપણે અહીં વિશેષ વિચાર કરીશુ આ જ્ઞાનાતિશય એ સર્વજ્ઞતા જ છે દરેક ધર્મમા ‘ઈશ્વર સર્વજ્ઞ છે’ એવી માન્યતા હોય છે અને તે લગભગ અનિવાર્ય છે જો ઈશ્વર જ્ઞાનવાન છે, એવો સ્વીકાર કરવામા આવે તો પછી સર્વજ્ઞતા-રૂપી તેના લક્ષણનો ઇનકાર થઇ શકે નહિ મનુષ્યનુ જ્ઞાન સાપેક્ષ અને અપૂર્ણ છે, એમ આપણે કબૂલ કરીએ છીએ, તો પૂર્ણાત્મા ઇશ્વરમા પૂર્ણ અને અનત જ્ઞાન હોવુ જ જોઇએ એમ પણ કબૂલ કરવુ જ જોઇએ અમેરિકન તત્ત્વજ્ઞ રોઇસ (Royce) નુ કહેવુ એમ છે કે દેહધારી માનવો ભૂલને પાત્ર છે અને તેમનુ જ્ઞાન ત્રુટિઓવાળુ અને અપૂર્ણ હોવાથી જગતમા ક્યાક કોઇ પણ આત્મા સર્વજ્ઞ (All Knower) હોવાનો બળવાન સભવ છે રોઇસની દલીલ અપૂર્ણજ્ઞાન અથવા જ્ઞાનાભાવ પર રચાયેલી છે, ત્યારે સેટ ઑગસ્ટની દલીલ ‘જ્ઞાન-ભાવ’ (જ્ઞાનના પૂર્ણ અસ્તિત્વ) પર રચાયેલી છે તે કહે છે કે જગતમા પૂર્ણ સત્યનુ અસ્તિત્વ નિર્વિવાદ હોવાથી તેને સિદ્ધ કરનાર કોઇ નિશ્ચિત યોગ્ય પણ હોવુ જોઇએ.

જગત્‌ના નિરીક્ષણ ઉપરથી અને વિશ્વરચનામાં કૌશલ્ય દેખાય છે, તે ઉપરથી ઈશ્વરવાદી તત્ત્વજ્ઞો એવા અનુમાન પર આવે છે કે સર્જનહાર ઈશ્વર પૂર્ણ જ્ઞાનવાન હોવો જોઈએ, ભૂતકાલીન અને અર્વાચીન પરદેશી તત્ત્વજ્ઞો ઈશ્વરની અનંત શક્તિઓનો સ્વીકાર કરે છે, પરંતુ મનુષ્ય પણ સર્વજ્ઞ હોઈ શકે અથવા બની શકે છે, તેનો વિચાર તેમણે ગંભીરપણે કર્યો હોય તેમ જણાતું નથી.

વિશ્વરચનાના કેટલાક નિરીક્ષકોનું માનવું એવું છે કે તેમાં અપૂર્ણતાઓ છે, માટે સર્જનહારની જ્ઞાનશક્તિ અને સર્જનશક્તિ અપૂર્ણ હોય તેવો સંભવ છે. આથી રોઈસ અને સેંટ ઑગષ્ટની દલીલોમાં ઈશ્વરવાદનો પાયો જે ઈશ્વરની પૂર્ણ શક્તિમત્તા ઉપર રચાયો છે, તે નિરાધાર બની જાય છે; છતાં એ દલીલમાં પણ મહત્ત્વપૂર્ણ સૂચકતા છે, એમ સ્વીકારવું જોઈએ. જગત્‌માં સત્ય જ્ઞાન અને મિથ્યાજ્ઞાન બંને દેખાય છે, તે ઉપરથી એમ ફલિત થાય છે કે સર્વ અપૂર્ણતાઓથી રહિત પૂર્ણ સત્યને સિદ્ધ કરવાનું કોઈક સાધન છે જ. સામાન્ય રીતે જગતને બાહ્ય અથવા નિરાળા એવા ઈશ્વરમાં જ પૂર્ણ સત્યસિદ્ધિ સંભવી શકે છે, એમ માનવામાં આવે છે; પણ જો મિથ્યાજ્ઞાન અને સત્યજ્ઞાન બંને એક જ માણસમાં જોવામાં આવે તો જ્ઞાનના આવરણને લઈને આમ બને છે, એમ આપણે કહી શકીએ. જ્ઞાનનાં આવરણો જરાક દૂર થાય ત્યારે તેને સત્યજ્ઞાન થવા લાગે છે અને જ્યારે આ આવરણોનો સંપૂર્ણ નાશ થાય છે, ત્યારે તેનામાં સર્વજ્ઞતા સહેજ જ પ્રકાશી ઉઠે છે. સર્વજ્ઞતા, એ કહેવાતા વિશ્વકર્તા ઈશ્વરનો જ જન્મસિદ્ધ હક્ક કે વારસો નથી, પરંતુ માનવનો અને ખરી રીતે કહીએ તો, પ્રાણી માત્રનો સનાતન વારસો છે.

## જ્ઞાન વિષે અન્ય દર્શનો

હિંદુસ્થાનમાં આ પ્રશ્નનો ગંભીરપણે વિચાર કરવામાં આવેલો છે ઇશ્વરવાદી ન્યાય-વૈશેષિક દર્શનમાં ઇશ્વર, જગતનો કર્તા હોવાથી સર્વજ્ઞ મનાયો છે નૈયાયિકોની દલીલનો સાર એ છે કે-વ્યક્તિઓના અનંત અસ્તિત્વોના મૂળમાં 'અદૃષ્ટ'-(ભાગ્ય)ની અનંત શક્તિઓ રહેલી છે તેનો પરિપાક અનંત રીતે થાય છે, તે પરિપાક માટે અનેક સાધનો અને પરિસ્થિતિઓ હોય છે અને અનંત જીવોના દેહધારણ માટે અનંત પુદ્ગલો જોઇએ તદુપરાંત જગતમાં પ્રાણી પદાર્થોનો જીવનસંગ્રામ ચાલુ જ હોય છે આ બધી વસ્તુઓનું જ્ઞાન ઇશ્વરમાં સર્વજ્ઞતાના સ્વરૂપે હોવું જ જોઇએ, કારણ કે તો જ તે વિશ્વકર્તા બની શકે અને વિશ્વમાં સુવ્યવસ્થા અને નિયમિતતાનો મેળ સાધી શકે દ્વૈતવાદી અને દ્વૈતાદ્વૈતવાદી વેદાંતી દર્શનોમાં પણ ઇશ્વરની સર્વજ્ઞતા માટે આ જ દલીલ જોવામાં આવે છે માયાવાદી વેદાંત પણ લગભગ આ જ દલીલ સ્વીકારે છે. યોગદર્શનના અનુયાયીઓ સાંખ્યમત પ્રમાણે પ્રકૃતિ અને પુરુષની નિત્યતાનો સ્વીકાર કરવા છતાં એક ત્રીજું તત્ત્વ વિશ્વમાં જરૂરનું છે, એવી દલીલ કરે છે યોગસૂત્રોની ટીકામાં ભોજે કહ્યું છે તેમ, આ ત્રીજા તત્ત્વની સહાય વગર પુરુષ—પ્રકૃતિનો સંયોગ [ સર્જન ] અને પુરુષ-પ્રકૃતિનો વિયોગ [પ્રલય] અશક્ય છે આ ત્રીજું તત્ત્વ તે ઇશ્વર પુરુષ અને પ્રકૃતિના નિયામક હોવાથી, ઇશ્વર સર્વજ્ઞ છે સાંખ્યમતવાળાઓ તમામ ઇશ્વરવાદી દલીલોની વિરુદ્ધ છે અને ખુલ્લી રીતે જગતસ્રષ્ટા સર્વજ્ઞ ઇશ્વરનું અસ્તિત્વ નકારે છે તેમનો મત બૌદ્ધો અને જૈન કે જે અવૈદિક છે, તેમની સાથે મળતો આવે

છે, એટલું જ નહિ પણ ખૂદ વૈદિક દર્શન ગણાય છે, તે મીમાંસા પણ આ બાબતમાં સહમત થઇ જાય છે. બૌધ્ધો જગત્સ્રષ્ટાને માન્ય રાખતા નથી, તેથી તેમની સમક્ષ સર્વજ્ઞતાનો પ્રશ્ન ઉઠતો જ નથી. બૌદ્ધ મત પ્રમાણે, સંપૂર્ણ મુકત જીવ, 'નિર્વાણતાગત' એટલે નિર્વાણને પામેલો મનાય છે. નિર્વાણનો એક અર્થ અત્યંત નાશ થાય છે. પણ કોનો અને કેવી રીતે નાશ એ પ્રશ્ન સહજ છે, તેથી નિર્વાણ શબ્દનો અર્થ જુદા જુદા વિદ્વાનો જુદો જુદો કરે છે. નિર્વાણનું એક બૌદ્ધ વર્ણન એવું છે કે નિર્વાણની સ્થિતિ એ એક ક્ષેત્રરૂપ, શિવરૂપ, સત્યરૂપ પદ [સ્થાન] છે. આ ઉપરથી કેટલાક વિદ્વાનો એમ માને છે કે નિર્વાણ એવી એક વિશ્વાતીત સ્થિતિ છે કે જેમાં અનંત અને અચ્યુત આનંદ જ હોય. ત્યારે બીજાઓનું કહેવું એમ છે કે દીપનિર્વાણના જેવું જ જીવનિર્વાણ છે. જો દીપનિર્વાણના જેવો અર્થ માન્ય રાખવામાં આવે તો મુક્ત જીવમાં સર્વજ્ઞતાનું આરોપણ કરવું વ્યર્થ છે. હવે નિર્વાણ એટલે આનંદ-મય સ્થિતિ એવો અર્થ લઇએ તો પણ તેમાં સર્વજ્ઞતા આવી શકતી નથી, કારણ કે બૌદ્ધમત પ્રમાણે 'વેદના' એટલે જ્ઞાન અને સર્વ જ્ઞાનોનાં મૂળમાં તૃષ્ણા અને વાસના હોવાથી 'વેદના' એટલે જ્ઞાનમાત્ર દૂષિત છે.

નિર્વાણમાં, તૃષ્ણા અને વાસના સંપૂર્ણપણે નાશ પામે છે તેથી વેદના(જ્ઞાન)નું ઉપાદાન કારણ નષ્ટ થવાથી, વેદના (જ્ઞાન) પણ નષ્ટ થાય છે, માટે નિર્વાણમાં સર્વજ્ઞતા સંભવી શકે જ નહિ. તેમ છતાં બૌદ્ધ તત્ત્વજ્ઞાનીઓ, 'યોગી–પ્રત્યક્ષ'નો સ્વીકાર કરે છે. યોગીઓને અલૌકિક જ્ઞાન થાય છે, તેનું નામ યોગી-પ્રત્યક્ષ. આ પ્રત્યક્ષ, નિર્વાણની સ્થિતિ કરતાં ઉતરતી કોટીનું

છે, પણ તેને સર્વજ્ઞવત્ અતીન્દ્રિયનુ પ્રત્યક્ષ કહી શકાય બૌદ્ધો એમ કહે છે કે-જ્ઞાનેન્દ્રિયોદ્વારા બાહ્ય જગતનુ જે જ્ઞાન આપણને થાય છે, તે 'ભૂતાર્થ' છે, એટલે કે અપૂર્ણ જ્ઞાન છે 'ભૂતાર્થ'નું વારવાર મનન કરવુ એ ભૂતાર્થ-ચર્વણા છે આ ભૂતાર્થચર્વણાને પરિણામે પદાર્થોના ગુણધર્મો દ્રષ્ટાને સ્પષ્ટતર દેખાવા લાગે છે આ જાતની જ્ઞાનપ્રક્રિયામા ઘણી ભૂમિકાઓ છે તેની છેલ્લી ભૂમિકા પ્રકર્ષ-પર્યન્ત કહેવાય છે આમા પદાર્થમાત્રનુ જ્ઞાન દ્રષ્ટાને હસ્તામલકવત્ સ્પષ્ટ અને પ્રત્યક્ષ થઇ જાય છે બૌદ્ધોનુ 'યોગી-પ્રત્યક્ષ' અમુક અશે સર્વજ્ઞતા જ છે, કારણ કે બૌદ્ધ તત્ત્વજ્ઞો એ રીતે તેનુ એવુ વર્ણન કરે છે અને બીજુ કારણ તો એ છે કે-બૌદ્ધધર્મના પ્રસિદ્ધ સ્થાપકમા આ અલૌકિક સર્વજ્ઞસદૃશ અતીન્દ્રિય દર્શન હતુ, માટે જ તેના અનન્ય બૌદ્ધભકતો તેને અર્હત્ તરીકે વંદે છે અને પ્રાર્થના ઉચ્ચારે છે કે-'**नमो भगवतो अर्हतो सम्मासबुद्धस्स।**' નૈયાયિકોનો મોક્ષ-સિદ્ધાત બૌદ્ધોના કરતા જૂદો જ છે, કારણ કે તેમના મતે મોક્ષાવસ્થામા જીવનુ અસ્તિત્વ રહે છે, પણ તે મુક્ત આત્મામા સર્વજ્ઞતા હોતી નથી તાત્પર્ય કે મુક્તાવસ્થામા આત્માના બુધ્ધિ વગેરે નવ વિશેષ ગુણોનો મૂલોચ્છેદ થઈ જવાથી સર્વજ્ઞતા અશકય બની જાય છે હવે મુક્ત જીવાત્મા પરત્વે નૈયાયિકો એમ કહે છે કે-તે સર્વજ્ઞ નથી પરતુ ઇશ્વર પરત્વે, તેમનુ કહેવુ એમ છે કે-તે સર્વજ્ઞ છે આનો ભાવાર્થ કદાચ એવો હોય કે-જીવાત્માની આધ્યાત્મિક સાધનાની પગકાષ્ઠાએ અતીદ્રિય દર્શન પ્રાપ્ત થઇ શકે તો, નૈયાયિકો સર્વજ્ઞતાના સિંધાતનો કટ્ટર વિરોધ નથી કરતા, એમ સમજવું જોઇએ તેઓ કહે છે કે-યોગી સઘળી વસ્તુઓનુ જ્ઞાન ધરાવી શકે. બેશક, એકી સાથે એક કરતા વધારે

પદાર્થોનું જ્ઞાન હોવું સામાન્ય માણસ માટે અશક્ય છે, તેમ છતાં તેઓ કહે છે કે–યોગીને સર્વ વસ્તુઓની સ્મૃતિઓ અને બધી વસ્તુઓનાં જ્ઞાન થવાનાં કારણો એકી સાથે આવી મળે છે. આમ થવાથી, યોગીને પદાર્થોના સમૂહનું સમગ્ર જ્ઞાન પ્રાપ્ત થાય છે. આવા જ્ઞાનને નૈયાયિકો 'સમૂહાલંબન' કહે છે. એટલે કે પદાર્થોનું સમૂહગત જ્ઞાન કે જેને સર્વજ્ઞતા સદૃશ કહી શકાય. ખરી રીતે નૈયાયિક એક યોગ જ સંનિકર્ષરૂપ હોવાથી અતીન્દ્રિય દર્શન જન્મવાનું માને છે. એ જ પ્રમાણે વૈશેષિકમતમાં આર્ષજ્ઞાન [ ઋષિનું જ્ઞાન ] કે જેનો અર્થ સર્વ વસ્તુઓનું જ્ઞાન થઇ શકે, તેનો પણ સ્વીકાર થયેલો જણાય છે.

જીવાત્માની મુક્તાવસ્થા સંબંધી, ન્યાયવૈશેષિક મતથી સાંખ્યયોગ મત એક બાબતમાં સ્પષ્ટ રીતે જૂદો પડે છે. નૈયાયિકો પ્રમાણે મુકત આત્મામાં જ્ઞાનનો અભાવ છે, જ્યારે સાંખ્ય-યોગ મત પ્રમાણે મુકત આત્મા 'બુદ્ધ' એટલે જ્ઞાનવાન હોય છે, તેમ છતાં સાંખ્ય-યોગે મુક્ત આત્મામાં આરોપેલું 'જ્ઞાન' તદ્દન ફિક્કું લાગે છે. કારણ કે, પુરુષથી જ્યારે પ્રકૃતિનો અત્યંત વિયોગ થાય છે, ત્યારે પુરુષ સ્વપ્રતિષ્ઠ બને છે અને '**न वाह्यं किञ्चन वेद**' કાંઇ ભાન જ નથી હોતું, કેમકે ભાન એ પ્રકૃતિનો ધર્મ છે, તેથી બાહ્ય પદાર્થનું પ્રતિબિંબ તેની ચેતનામાં પડતું નથી; માટે, સાંખ્ય—યોગ મતે, મુકત જીવાત્મા સર્વજ્ઞ બની શકે નહિ. આપણે હમણાં જ જોઇ ગયા છીએ કે યોગ મતે, ઇશ્વરમાં સર્વજ્ઞતા છે. આ ઇશ્વર પ્રકૃતિને અને જીવાત્માઓ વચ્ચેનો સંબંધ બાંધી આપે છે અને પ્રલયકાળે પ્રકૃતિને પુરુષથી

છૂટી પાડી દે છે સાંખ્યમતે, પ્રકૃતિ જગતની ઉત્પત્તિ અને વિકાસનું મૂળભૂત અને એક-માત્ર તત્ત્વ છે અને કેટલાક સાંખ્યમતના અનુયાયીઓ તો એટલે સુધી કહે છે કે-પ્રકૃતિ પોતે જ સર્વજ્ઞ છે! સાંખ્ય અને યોગ બન્ને દર્શનોમાં મુક્ત આત્મા સર્વજ્ઞ નથી, એમ સ્પષ્ટ કહ્યું છે આમ છતાં, યોગી બધી વસ્તુઓનું અકળ રીતે જ્ઞાન ધરાવી શકે છે, એ વાતનો સ્વીકાર તેઓ કરે છે સાંખ્યસૂત્રો પર ટીકા લખનાર અનિરુદ્ધ ભટ્ટ કહે છે કે "કાર્ય કારણમાં રહેલું છે. જે વસ્તુનો નાશ થતો દેખાય છે, તે ફરીથી પોતાના અધિષ્ઠાનમાં બીજરૂપે રહે છે. જેને આપણે ભવિષ્ય કહીએ છીએ, તે કાર્યરૂપ હોવાથી તેના કારણમાં રહેલું છે જ, પણ તેને આપણે 'અનાગત' કહીએ છીએ યોગીઓને અલૌકિક દર્શનની શક્તિઓ પ્રાપ્ત થાય છે, તેને લઈને યોગીઓ પ્રધાન[સર્વ વસ્તુનું આદિ કારણ]ની સાથે સંબંધ જોડી શકે છે અને આ સંબંધ દ્વારા સર્વ સ્થલની સર્વ કાલની વસ્તુઓની સાથે સંબંધમાં આવી શકે છે" એ જ પ્રમાણે, યોગદર્શનવાળાઓનું કહેવું છે કે-અત્યંત મોક્ષ પહેલાની ભૂમિકાએ જીવાત્માને 'પ્રતિભા' પ્રાપ્ત થાય છે [પ્રતિભા એટલે એક પ્રકારનું અલૌકિક જ્ઞાન] અને આ પ્રતિભાદ્વારા મુક્તજીવ બધી વસ્તુઓને જાણી શકે છે યોગસૂત્રોના ભાષ્યકાર ભોજ કહે છે "સૂર્યોદય પહેલા તુરત જ, આકાશમાં દેદીપ્યમાન અરુણોદય થાય છે એવી જ રીતે વિવેક—ખ્યાતિ [મુક્તાવસ્થાનું જ્ઞાન]ના ઉદય પહેલા પ્રતિભા જ્ઞાનનો ઉદય થાય છે [જેનું બીજું નામ તારક જ્ઞાન પણ છે] આ તારક જ્ઞાનવડે સર્વ વસ્તુઓનું જ્ઞાન થાય છે.' હવે, અદ્વૈત વેદાંતના મતે પણ મુક્ત જીવાત્મા સર્વજ્ઞ બની શકતો નથી, એ વાતનો વિચાર કરીએ. શંકરાચાર્યના કહેવા પ્રમાણે એક અદ્વિતીય

બ્રહ્મ સિવાય બીજું કોઇ સત્ નહિ હોવાથી અને મુક્ત જીવાત્માનો બ્રહ્મમાં લય થઇ જવાથી કાંઇ શેષ રહેતું નથી, માટે નિર્ગુણબ્રહ્મમાં રહેલ મૂળભૂત 'ચિત્'ને સર્વજ્ઞનું વિશેષણ લગાડીએ તો તેનો કશો અર્થ નથી, છતાં ઇશ્વર [જે માયિક છે] અથવા જગત્સૃષ્ટા કે જેનો સ્વીકાર અદ્વૈતવાદીઓ વ્યવહારિક ભૂમિકા પર કરે છે, તે સર્વજ્ઞ છે, એમ તેઓને કબૂલ કરવું પડ્યું છે. અને **શંકર** પોતે પણ કહે છે કે–આ સગુણ બ્રહ્મ[ઇશ્વર]ની ઉપાસના કરવાથી ઉપાસક સગુણ બ્રહ્મ સદૃશ બને છે અને સર્વજ્ઞત્વ જેવી અલૌકિક સિધ્ધિઓ તેને પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે ભારતીય દર્શનોનાં જે સંક્ષિપ્ત મંતવ્યો આપણે જોયાં, તે બધાં એક વાતમાં તો સહમત થાય છે કે આધ્યાત્મિક વિકાસની અમુક ભૂમિકાએ જીવાત્માને સર્વજ્ઞત્વ પ્રાપ્ત થાય છે અથવા તેની શકયતા છે. મીમાંસકો આ મતથી વિરુદ્ધ છે. મીમાંસકોની સામાન્ય દલીલને બે રીતે જોઇ શકાય. પ્રથમ તો તેમનું કહેવું એમ છે કે સર્વજ્ઞ–વાદ માટે કોઇ પ્રમાણનો આધાર નથી અને બીજું તેઓ એમ કહે છે કે સર્વજ્ઞતા તદ્દન અશકય વસ્તુ છે.

## સર્વજ્ઞતાની સિદ્ધિ

પ્રત્યક્ષ ઇન્દ્રિયજન્ય જ્ઞાન છે અને ઇન્દ્રિયોનો પદાર્થો સાથે સંયોગ થાય છે, ત્યારે તે ઉત્પન્ન થાય છે. જ્ઞાનેન્દ્રિય જેને સ્પર્શી શકે નહિ, એવાં પદાર્થો અથવા પદાર્થોના કોઇ ભાગો 'પ્રત્યક્ષજ્ઞાત' બનતા નથી. તદુપરાંત, પ્રત્યક્ષથી જ્ઞાત એવા પદાર્થો ઘણું કરીને સ્થૂલ જ હોય છે. જે

વસ્તુ અણુ કે 'સૂક્ષ્મ હોય છે, 'ભૂતકાલીન, દૂર અથવા ભવિષ્યની હોય છે, તે પ્રત્યક્ષાતીત' છે વળી, બીજા માણસોના મનમા 'શા વિચારો ચાલી રહેલા છે, તે જાણવુ પણ પ્રત્યક્ષાતીત છે. આ ઉપરથી જણાશે કે પ્રત્યક્ષનુ ક્ષેત્ર મર્યાદિત છે અનુમાનની યથાર્થતાનો આધાર તેને સિદ્ધ કરવા માટે વપરાયેલા હેતુવાકયો (Premises)ની સત્યતા ઉપર રહેલો છે જો અનુમાનના હેતુવાકયોથી સર્વજ્ઞતાની હકીકત સિદ્ધ થાય તો જ સર્વજ્ઞ માટેનુ આપણુ અનુમાન સાચુ ઠરે પરતુ આપણે ઉપર બતાવી ગયા છીએ તેમ, પ્રત્યક્ષથી તો સર્વજ્ઞતા સાબિત થતી 'નથી, તો પછી અનુમાનને સિધ્ધ કરવા માટે, અનુભવોની હકીકતોનો સ બ ધ કદી નહિ અનુભવેલી વસ્તુ સાથે કેવી રીને જોડી શકીશુ ? ઉપમાન પણ મીમાસકમતે, એક બીજુ પ્રમાણ એટલે યથાર્થજ્ઞાનનુ સાધન છે પરતુ સર્વજ્ઞતા જેવુ કશુ દેખાતુ નથી, તેથી સર્વજ્ઞતા પરત્વે તે કશો પ્રકાશ પાડી શકતુ નથી. આગમો (વેદની શ્રુતિઓ) આ વિષય પર કોઇ પ્રકાશ પાડી શકે છે ? આ પ્રશ્નનો જવાબ મીમાસકો સ્પષ્ટ નકારમા જ આપે છે મીમાસકો તો એમ કહે છે કે વેદોના જેટલા ભાગો ધર્મના વિધિનિષેધોનો નિર્દેશ કરે છે, તેટલા જ પ્રમાણભૂત છે આ પ્રમાણભૂત શ્રુતિઓ અપૌરુષેય, અનાદિ, સ્વયંભૂ હોવાથી સર્વજ્ઞતા વિશે કશુ કહેતી નથી અને સૂચન પણ કરતી નથી વેદોના રચનાર કોઈ સર્વજ્ઞ પુરુષ નથી, ત્યારે વેદપ્રામાણ્ય તો સર્વજ્ઞતાની વિરુદ્ધ જાય છે હવે આગળ વધીને મીમાસક-દલીલ એમ કહે છે કે–અર્થાપત્તિ(એક બીજુ પ્રમાણ) થી પણ સર્વજ્ઞતા સાબિત થતી નથી કેટલા કોએ એવી દલીલ કરી છે કે બુદ્ધ અને તેના જેવા બીજા

પ્રત્યક્ષની પેઠે આંતરપ્રત્યક્ષ પણ મર્યાદિત છે. આંતરપ્રત્યક્ષ પણ માણસને સર્વજ્ઞ બનાવી શકતું નથી, તેમ છતાં તે સર્વજ્ઞતાનું અત્યંત વિરોધી છે, એમ કહી શકાય નહિ. આપણે અગાઉ જોઈ ગયા છીએ કે યોગી–પ્રત્યક્ષમાં, આર્ષજ્ઞાનમાં, સમૂહાલંબનજ્ઞાનમાં અને પ્રતિભાજ્ઞાનમાં એક પ્રકારનું સર્વજ્ઞત્વ રહેલું છે. જૈનોનું કહેવું એમ છે કે–બાહ્ય અને આંતરપ્રત્યક્ષ ઉપરાંત, પ્રત્યક્ષના બીજા પ્રકારો પણ છે. દાખલા તરીકે અવધિજ્ઞાન લ્યો. તે ઈંદ્રિયાતીત પ્રત્યક્ષના જેવું છે, એટલે કે તેનાથી જ્ઞાનેન્દ્રિયોવડે જે સ્થૂલ, સૂક્ષ્મ કે દૂરસ્થૂલ પદાર્થનો વસ્તુબોધ થતો નથી, તેનો બોધ થઈ શકે છે. ભૂતકાલીન, દૂરસ્થ કે ભવિષ્યકાલીન પદાર્થોનું, (પછી તે સ્થૂલ હોય કે સૂક્ષ્મ) અને ઈન્દ્રિયાતીત પદાર્થોનું અવધિ-જ્ઞાન થઈ શકે છે. એમ કહેવાય છે કે–જેટલે અંશે જ્ઞાનનાં આવરણો દૂર થાય છે, તેટલે અંશે અવધિજ્ઞાનની વૃદ્ધિ થાય છે અને જેને પરમાવધિ જ્ઞાન કહેવામાં આવે છે. તે દ્વારા, સર્વ દેશના સર્વ રૂપી પદાર્થોના ઈંદ્રિયાતીત સ્વરૂપો જાણી શકાય છે. તદુપરાંત મનઃપર્યાય જ્ઞાનમાં બીજા માણસોના મનમાં શું ચાલી રહ્યું છે, તે જાણવાની શક્તિ છે. પ્રત્યક્ષના આ પ્રકારો બતાવી આપે છે કે–જીવાત્મામાં રહેલી સ્વભાવસિદ્ધ સર્વજ્ઞતાને રોકનાર આવરણો જેમ જેમ દૂર થતાં જાય છે, તેમ તેમ પ્રત્યક્ષ વધારે ને વધારે સર્વજ્ઞતાની નિકટ જાય છે, તેથી પ્રત્યક્ષ સર્વજ્ઞતાનું વિરોધી નથી. જૈનોની દલીલ એવી છે કે–અનુભવમાં આપણને સર્વજ્ઞ જડી આવતો નથી, એ હકીકતને સર્વજ્ઞતા વિરુદ્ધ દલીલ તરીકે વાપરી શકાય નહિ, ઘણી વસ્તુઓ આપણા અનુભવની બહાર છે, છતાં તે સત્ય છે, એમ બધાંને કબૂલ કરવું પડે છે.

જયારે આપણે ગાઢ નિદ્રામા હોઇએ છીએ, ત્યારે જાગ્રત અવસ્થાના પદાર્થોનુ જ્ઞાન આપણને હોતુ નથી નિદ્રિત માણસ તેને ન જોઇ શકે, છતા તે પદાર્થોનુ અસ્તિત્વ છે જ અનુમાન સર્વજ્ઞવાદને સિદ્ધ કરી શકતુ નથી, એવી મીમાસકોની દલીલને જૈનો એવો જવાબ આપે છે કે-આ દલીલ એટલી બધી શાબ્દિક છે કે તેથી કોઇ પ્રકારનો અર્થ સરતો નથી. સર્વજ્ઞતાની શકયતાનો પ્રથમ સ્વીકાર કર્યા વગર, અનુમાનવડે સર્વજ્ઞત્વ સિદ્ધ કરવુ અશકય લાગતુ હોય, તો તે જ દલીલ પ્રમાણે, તેને નકારવાનુ પણ અશકય બને છે જૈનો એક વસ્તુ તરફ ધ્યાન ખેચે છે, તે એ કે-વર્ધમાન અને બીજા અર્હતો ખરેખર સર્વજ્ઞ હતા ટૂકામા અર્હતની સર્વજ્ઞતા માટેના પ્રમાણો આ છે -

(૧) અર્હતનુ જ્ઞાન અમુક વસ્તુઓ પૂરતુ જ મર્યાદિત નથી, કેમકે જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે અને તેના પર હવે આવરણ નથી, તેથી તેઓ સર્વ વસ્તુને પ્રકાશિત કરે છે.

(૨) તેમનો ઉપદેશ અમુક વસ્તુઓ પૂરતો જ મર્યાદિત નહોતો

(૩) તેમના જ્ઞાનાવરણીય કર્મોનો અત્યત ક્ષય કિવા નાશ થઇ ચૂકયો હતો

(૪) તેમનામા રાગદ્વેષાદિનો અત્યત અભાવ હતો

(૫) તેમનો ઉપદેશ પ્રમાણોની વિરુદ્ધ નહોતો

(૬) તેમનુ ઉપદેષ્ટૃત્વ અને તેમનુ સર્વજ્ઞત્વ આ બે પરસ્પર વિરુદ્ધ ન હતા

બીજી પણ આવી દલીલો તેના સમર્થનમા કરાયેલી છે.

હવે, ખરી રીતે અનુમાન સર્વજ્ઞવાદની વિરુદ્ધ જતું નથી. અનુમાનથી તો ઉલટું એમ સિદ્ધ થાય છે કે **વર્ધમાનાદિ** અર્હતો ખરેખર સર્વજ્ઞ હતા. એવી જ રીતે આગમ-પ્રમાણ પણ તે વાતને પુષ્ટિ આપે છે. હવે મીમાંસાખંડન પરત્વે જૈનોનું કહેવું એમ છે કે–વેદો હોય કે બીજાં શાસ્ત્રો હોય, તે કદી પણ અપૌરુપેય અથવા અનાદિ સ્વયંભૂ હોઇ શકે નહિ. એ મનુષ્ય-રચિત જ હોય. તેનો કર્તા અવશ્ય કોઇક હોય જ. આ રીતે આગમ મનુષ્યકૃત છે. હવે જો આગમ મનુષ્યકૃત હોય અને જો તે પ્રમાણભૂત, દોષરહિત અને સંપૂર્ણ શુદ્ધ હોય (કે જે, એમ હોવાનું જૈનો માને છે) તો આવા આગમનો કર્તા કેવો હોવો જોઇએ ? તે સર્વજ્ઞ જ હોવો જોઇએ, નહિતર તેનો ઉપદેશ અવિશ્વસનીય જ રહે. આગમ–પ્રમાણથી અર્હત્‌ની સર્વજ્ઞતા સિદ્ધ થાય છે અને અર્હત્‌જ આવાં આગમોનો કર્તા હોઈ શકે. ટૂંકામાં પ્રત્યક્ષ, અનુમાન અને આગમ પ્રમાણો, અર્હત્‌ની સર્વજ્ઞતાની વિરુદ્ધ ન જતાં તેને જ સિદ્ધ કરે છે, તેથી ઉપમાન, અર્થાપત્તિ અને અભાવ ઉપર રચાયેલી મીમાંસકોની સર્વજ્ઞવાદ વિરુદ્ધની દલીલો સત્ત્વહીન બની જાય છે. સર્વજ્ઞવાદ વિરુદ્ધ મીમાંસકોની દલીલના ઉત્તરાર્ધ વિષે જૈન તત્ત્વજ્ઞાનીઓએ જે ટીકા કરી છે, તે પરત્વે બે વાત ધ્યાનમાં રાખવાની છે: પ્રથમ તો એ કે "અર્હત્‌નાં જ્ઞાનનાં આવરણો સંપૂર્ણ રીતે દૂર થયેલાં હોય છે." અને બીજું એ કે "તેઓ રાગ અને દ્વેષથી અત્યંત મુક્ત હોય છે." અર્હત્‌ના સ્વભાવનાં આ બે લક્ષણો જ એવાં છે કે જેથી, અનંત પર્યાયોવાળી જગતની વસ્તુઓનું અને બીજી બાબતોનું સ્વચ્છ પ્રતિબિંબ અર્હતનો આત્મા ઝીલી શકે. તે સંપૂર્ણરીતે વીતરાગ છે અને

તેથી તેમનામાં સર્વ વસ્તુઓના જ્ઞાનનો ઉદય એની મેળે જ થાય છે. આ બધી બાબતોમાં અર્હતને કશો શ્રમ નથી, જ્યાં પોતે સચેતન આત્મા હોવાથી અને તેમના જ્ઞાનને કોઈ આવરણ ન હોવાથી, તે બધી વસ્તુઓને જાણે છે. વસ્તુગત ભેદો ઘણા હોય, સ્થલના, કાલના, સ્થૂલ કે સૂક્ષ્મ કોઈપણ જાતના ભેદોથી અથવા વૈવિધ્યથી અર્હતની સર્વજ્ઞતાને બાધ આવતો નથી. ગુણધર્મોના ભેદો સહિત અને પર્યાયો સહિત તમામ વસ્તુઓનું જ્ઞાન અર્હતને હોય છે. એક વસ્તુ બીજી વસ્તુથી વિરુદ્ધ સ્વભાવની હોય, પરંતુ આ ભિન્નતા કે વિરોધ અર્હત્ના સર્વ જ્ઞાનની આડે આવી શકે નહિ. પ્રાણીમાત્રના આનંદ અને તેમની ગુપ્ત મનની લાગણીઓ તે જાણે છે. કેમ કે તેના જ્ઞાનને કોઈ આવરણ નથી અને પોતે વીતરાગ હોવાથી આ લાગણીઓથી તે તદ્દન અસ્પૃષ્ટ રહે છે. કાળના અને સ્થળના અંતરો કે જે વસ્તુઓ અને બનાવોને જુદા પાડે છે, તે અંતરોને ભેદક અર્હતની ચેતના, તે જ સ્વરૂપે જોઈ શકે છે, પણ તે બધાનું જ્ઞાન કોઈ સાથે પોતાની અર્હતની શક્તિને કશી બાધા નડતી નથી. અર્હતની સર્વજ્ઞતા સ્વાભાવિક છે.

## અર્હતના આહાર વિષે મતભેદ

શ્વેતાંબરોની અને દિગંબરોની માન્યતામાં એક ઊંડો ભેદ એ [illegible] છે. [illegible] માટે અનુચિત નહિ [illegible] બન્ને [illegible] અર્હતના [illegible] છે, [illegible] છે અને અર્હંત કે જે [illegible] છે, તે [illegible] છે, એમ [illegible] માન્યતા [illegible] અને શ્વેતાંબરો [illegible] નિર્વાણ [illegible] સુધી, અર્હંત આહાર લે છે.

દિગંબરો પોતાની માન્યતાનાં સમર્થનમાં કહે છે કે 'ભૂખથી પીડાય ત્યારે જ લોકો ખોરાક લે છે અને ભૂખની તૃપ્તિ ન થાય ત્યાં સુધી તે દુઃખ આપ્યા જ કરે છે. હવે અર્હત્‌ને અન્ન લેવાની જરૂર છે, એમ માનીએ તો અર્હત્‌ ભૂખની પીડાથી કોઇવાર પીડાય છે, એમ માનવું જોઇએ; પરંતુ અર્હત્‌ તો અનંત સુખ કિંવા આનંદના સ્વામી છે, એ નિર્વિવાદ છે અને એમને ભૂખથી ઉત્પન્ન થતાં દુઃખ કે પીડા હોય, તો તેમના આનંદાતિશયને બાધા આવે. ખોરાક ખાવાથી જ આનંદ ઉત્પન્ન થાય છે, એમ કહી શકાય નહિ. તો પછી અર્હત્‌ને આવો આનંદ કેવી રીતે થાય? કારણ કે અન્ન ખાવાથી આનંદ ઉત્પન્ન થાય છે, તે ક્ષણિક છે અને અર્હત્‌ના અમર્યાદ આનંદની સાથે તેનો મેળ ખાતો નથી. દિગંબરો કહે છે કે અર્હત્‌ તો વીત-રાગ છે અને તેમને ખોરાક લેવાની ઇચ્છા થાય તો તેમના વીતરાગત્વને બાધા આવે છે. એમ કહેવું ઠીક નથી કે (મહાવિરાગી) ઋષિમુનિઓ અન્ન લેતા જોવામાં આવે છે. આનો અર્થ તો એટલો જ થાય કે અન્ન લેવાની બાબતને અને વીતરાગત્વને કશો સંબંધ નથી; કારણ કે અર્હત્‌નું વીતરાગત્વ અત્યંત નિરપેક્ષ અને અપ્રમેય છે અને તેની સરખામણી ઋષિમુનિના વીતરાગત્વની સાથે થઈ શકે નહિ, કારણ કે ઋષિમુનિઓનું વીતરાગીપણું ઘણું હોવા છતાં આખરે મર્યાદિત જ છે. સ્મૃતિ અને અન્ન લેવાની ઇચ્છા, ખાવાની વૃત્તિને વેગ આપે છે અને અર્હત્‌ અન્ન લેતા હોય તો આપણે માનવું પડે કે તેને સ્મૃતિ અને ઇચ્છા અસર કરે છે કે જે વાત તેના વીતરાગત્વની વિરુદ્ધ જાય છે. કોઈ એમ દલીલ કરે કે અર્હત્‌ પરત્વે, ખાવાની ક્રિયા એક અલૌકિક વસ્તુ છે, કારણ કે તેમાં પૂર્વસ્મૃતિ કે ઇચ્છા કારણભૂત નથી.

પણ અર્હત્‌મા આ અદ્દભૂત શક્તિનુ આરોપણ શા માટે કરવુ જોઈએ ? તેથી ઉલટુ કશો પણ ખોરાક લીધા સિવાય જીવતા રહેવાની અલૌકિક શક્તિ અર્હત્‌મા છે, એમ માનીને સતોષ શા માટે ન રાખવો ? જો કોઈ એવી દલીલ કરે કે દેહ ધારણ માટે અર્હત્‌ને ખોરાકની જરૂર છે, તો તેનો ઉત્તર એ છે કે–સ્વર્ગમા રહેનારાઓ ખોરાક ખાધા વગર શરીર ધારણ કરી શકે છે, તો દેહ ધારણ માટે અર્હત્‌ને અન્નની જરૂર શા માટે રહે ? એ વાત સાચી છે કે સ્વર્ગમા જીવાત્માઓના શરીર અર્હત્‌ના શરીરથી જુદી જાતના છે, કારણ કે અર્હત્‌નો દેહ ઔદારિક છે, પરતુ અર્હત્‌નો દેહ પરમ ઔદારિક હોવાના કારણે, શરીરધારણ માટે તેને અન્નની કશી જરૂર રહેતી નથી વળી મોહનીય કર્મના ઉદયથી ભૂખ ઉત્પન્ન થાય છે અને અર્હત્ મોહનીય કર્મથી અત્યત મુક્ત હોવાથી સામાન્ય માણસની પેઠે ભૂખથી અન્ન લેવા માટે પ્રેરાતા નથી '

શ્વેતાબરો દિગબરના આ મતને અમાન્ય ઠરાવતા જણાવે છે કે–અર્હત્‌ના અંતરાય કર્મોનો અત્યંત નાશ થઈ ગયેલો હોવાથી તેની પ્રવૃત્તિઓને અવરોધનાર કોઈ પણ વસ્તુ આ જગત્‌મા નથી એટલા માટે સર્વજ્ઞ અર્હત્‌ને આહાર લેતા કોઈ અટકાવે છે, અથવા તો આહારપ્રાપ્તિ થયા છતા તે ખાઈ શકતા નથી, અથવા આહારપ્રાપ્તિ કરી શકે છે, છતા રખે સર્વજ્ઞતા ચાલી જાય, એ ભયથી તે ખાતા નથી, વગેરે દલીલો વ્યર્થ છે આ સ્થળે એ ધ્યાનમા લેવુ જોઈએ કે અન્ન ગ્રહણ અને જ્ઞાનને કોઈ પ્રકારનો વિરોધ નથી, કારણ કે ખાવુ એટલે પેટમા કાઈક નાખવુ–શુ ખાવાની ક્રિયા જ્ઞાનવિરોધી હોઈ શકે ? જો તે જ્ઞાન વિરોધી ન હોય તો સર્વજ્ઞતાને બાધ

તે

બધા અન્ન ખાઈએ છીએ અને આપણા બધાનો અનુભવ છે કે-જ્ઞાનનાં સ્વરૂપ અથવા વિસ્તારની સાથે અન્નને કશો સંબંધ નથી. શરીર પરત્વે અન્નગ્રહણ અર્હત્‌ની સર્વજ્ઞતાનું વિરોધી નથી, કારણ કે અર્હત્‌ને શરીર છે, પરંતુ તેમાં તેની આસક્તિ નથી. ખાવાની આંતરક્રિયા સંબંધી, કાં તો સૂક્ષ્મ શરીર તેનું કારણ છે અથવા કર્મ તેનું કારણ છે. આ સૂક્ષ્મ શરીર તૈજસ શરીર કહેવાય છે અને તેજ ભુક્તિહેતુ છે. આ તૈજસ શરીર સર્વજ્ઞતાનું વિરોધી નથી, કારણ કે સર્વજ્ઞતાની પ્રાપ્તિ થયા પછી પણ તૈજસ શરીરનું અસ્તિત્વ રહે છે. કર્મ અથવા આંતર-શારીરિક-ક્રિયા ખાવાની બાબતમાં કારણ તરીકે જોવામાં આવે છે, તેથી પ્રશ્ન ઊઠે છે કે સર્વજ્ઞની ભૂખ કયા કર્મના આધારે છે? કેટલાક કહે છે કે-ભૂખ જીવાત્માનો મૂઢભાવ છે, એટલે કે જે માણસને ભૂખ લાગે તે માણસ અપૂર્ણ હોવો જોઈએ અને મોહનીય કર્મથી માણસ મૂઢ બને છે, માટે ભૂખ એ મોહનીય કર્મના ઉદયનું પરિણામ છે. પરંતુ એમ કહેવું તે અર્ધસત્ય છે. કારણકે ભૂખમાં પીડાનો અનુભવ છે, તે વેદનીય કર્મથી છે, તેથી ભૂખ મોહનીય કર્મના ઉદયનું પરિણામ નથી પણ વેદનીય કર્મના ઉદયનું પરિણામ છે. અર્હત્‌ને વેદનીય કર્મ છે, એટલે ક્ષુધાવેદના થવાની, પરંતુ મોહ નથી તેથી રાગ-દ્વેષ કે રતિ-અરતિ થવાની નહિ. એટલે વેદના શમાવવા અર્હત્ આહાર લે તેમાં કશો બાધ નથી. વળી અર્હત્‌ના દેહને પરમ ઔદારિક કહેવામાં આવે છે, તો એ જન્મથી જ કેમ નહિ? કેવળજ્ઞાનથી શરીરના પુદ્‌ગલોમાં એવો શો ફરક પડયો કે જેથી તે પરમ ઔદારિક બન્યું? વળી પરમ ઔદારિક શરીરને ભૂખ, થાક વગેરે લાગે તો નીચે બેસવાની પણ શી જરૂર? ભૂખની વેદના

વેદનીયથી ન માનો, તો બીજી કોઈ વેદના પણ વેદનીયથી શું કામ હોય? તેથી તો વેદનીય કર્મને બાદ કરી અર્હત્‌ને માત્ર ત્રણ અઘાતી કર્મ જ માનવાનો પ્રસંગ આવશે વળી ભૂખથી વ્યાકુલતા થાય અને તેના અંગે ખોટો ઉપદેશ થવા સંભવ છે, એમ કહેવું પણ સમજ વિનાનું છે, કેમકે દુનિયાના બીજા પ્રસંગોમાં જેમ વ્યાકુલતા નથી, તેમ આમાં પણ નથી, કારણ કે-વ્યાકુલતા મોહનીય કર્મને લીધે થાય છે અને તે કર્મ તો સંપૂર્ણપણે નાશ પામેલું છે વળી પ્રાકૃત માણસને ભૂખ લાગે તેને આપણે વેદનીય અને મોહનીય કર્મ કહીએ તો ચાલે, પણ સર્વજ્ઞને ભૂખ લાગવી એ પણ મોહનીય કર્મ છે, એમ કહી શકાય નહિ અર્હત્‌ને ભૂખ લાગવી, એ સ્વેચ્છાપૂર્વકનો બનાવ નથી જ કોઈ અપૂર્ણતાને કારણે ભૂખ લાગે છે, એમ પણ નથી જ આ વસ્તુ સુપ્રસિદ્ધ છે કે સર્વજ્ઞની ઘણી ક્રિયાઓ જેવી કે-સ્થિર રહેવું, હલનચલન કરવું, બોલવું, ઉપદેશ કરવો, હરવું-ફરવું ઇત્યાદિ કેવળ અનિચ્છાપૂર્વક હોવાથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર ક્રિયા બંધન-મુક્ત હોય છે, જો કે દેખવામાં તે સર્વસામાન્ય લાગે છે ભૂખ એ અર્હત્‌માં અનિચ્છાપૂર્વકનો વેગ છે, માટે સ્વાદિષ્ટ ભોજન લેવાની ઇચ્છા તેનામાં ન હોય, તાત્પર્ય કે એ મોહનીય કર્મ નથી પરંતુ વેદનીય કર્મ છે તદુપરાત આહારપર્યાપ્તિ એ પણ એક કારણ બને છે. આહારપર્યાપ્તિ એટલે શરીરને સુસ્થિતિમાં ટકાવી રાખનાર પરમાણુઓને ગ્રહણ કરવાની શક્તિ પરંતુ ખોરાક લેવાના આ બે નિમિત્તો કે જેને આપણે વેદનીય અને આહાર-પર્યાપ્તિ કહીએ છીએ, તેની ક્રિયાઓથી સર્વજ્ઞતા બાધિત થતી નથી દિગંબરો પણ આ વાતને માન્ય રાખે છે

કે આંતર અથવા બાહ્ય, કોઈ પણ કારણ અર્હત્‌ની સર્વજ્ઞતાનું વિરોધી નથી, તેમજ કાર્ય એટલે ખોરાક લીધાનું પરિણામ, પણ સર્વજ્ઞતાવિરોધી નથી. બેશક, ખોરાક લઇએ ત્યારે સ્વાદેન્દ્રિય ઉત્તેજિત બને છે, પરંતુ આ હકીકત અજ્ઞ કિંવા અસર્વજ્ઞ માણુસો પરત્વે સાચી છે. અર્હત્ પરત્વે, ખોરાક લેવાની ક્રિયાથી, સ્વાદેન્દ્રિય ઉત્તેજિત બનતી નથી. તેમજ અન્ન ખાવાથી અર્હત્‌ની જ્ઞાનધારામાં ભંગ પડતો નથી. આહારાદિ ક્રિયાઓનો જ્ઞાનધારાની સાથે કશો પણ સંબંધ નથી. આ વાતનો પુરાવો એ છે કે–અર્હત્ સર્વજ્ઞ થયા પૂર્વે બીલકુલ અન્ન લેતા નહોતા, છતાં એ કાળમાં તેમને જ્ઞાનશુદ્ધિ પ્રાપ્ત થઇ નહોતી અને સર્વજ્ઞતાની પ્રાપ્તિ પછી તેમનું જ્ઞાન પૂર્ણશુદ્ધ સ્વરૂપે પ્રકાશ્યું, કે જે શુદ્ધ જ્ઞાન અનંત છે અને અવિચલ છે. દાખલા તરીકે દિગંબર મતે પણ સર્વજ્ઞ થયા પછી, અર્હત્ એક સ્થળથી બીજે જતા, આવતા, ઉપદેશ કરતા અને બીજી ક્રિયાઓમાં પ્રવૃત્ત રહેતા હતા. પરંતુ તેથી તેનો જ્ઞાનભંગ થયો નહોતો. તો એ જ ન્યાયે આપણે કહી શકીએ કે–આહાર લેવાથી પણ અર્હત્‌ના જ્ઞાનમાં ભંગ નહોતો જ પડયો. બીજા લોકોનાં કલ્યાણની પ્રવૃત્તિઓ અર્હત્ કરતા, તેમાં આહાર અંતરાયરૂપ બનતો એમ પણ માની શકાય નહિ. સર્વજ્ઞ દિવસના ત્રીજા પ્રહરમાં પોતાનો આહાર ગ્રહણ કરતા, કારણ કે ચોથા પ્રહરમાં લોક–કલ્યાણની પ્રવૃત્તિઓ તે કરી શકે, એ હેતુ હતો. અર્હત્‌નો આહાર શુદ્ધ અને અલ્પ હોવાથી, તેનું કશું પણ ખરાબ પરિણામ આવતું નહિ કે આવી શકે નહિ. હલનચલન વગેરે બધી પ્રવૃત્તિઓમાં અર્હત્ ખૂબ જ ઉપયુક્ત હતા. પોતે અનંત દર્શન–જ્ઞાન–વીર્યવાન હોવાથી તેની સાવધાનતાને આહારથી ક્ષતિ પહોંચતી

નહોતી અર્હત્ મોહનીય કર્મની અસરથી સંપૂર્ણપણે મુક્ત હોવાથી, આહારની ક્રિયામાત્રથી તેમનામાં ઊંઘ લેવાની ઇચ્છા, રિરંસા અથવા ભોગવૃત્તિ અને આવી બીજી ખરાબ વૃત્તિઓ ઉદ્ભવતી નહિ છેલ્લું એ પણ ધ્યાનમાં લેવું જોઇએ કે, જેમ સામાન્ય દેહધારી પ્રાણીઓ પરત્વે બને છે તેમ, અર્હતનું શરીર આહારથી મલિન નહોતું થતું અર્હતના શરીર પરત્વે, કોઇપણ એવી ક્રિયા, પ્રવૃત્તિ, સ્થિતિ કે અન્ય ચેષ્ટા હોઇ જ ન શકે કે જે મલિન અથવા ઘૃણા ઉપજાવનારી હોય એનો પુરાવો એ છે કે અર્હત્ દેવો, દાનવો, મનુષ્યો અને સ્ત્રીઓની સભામાં વસ્ત્રરહિત અવસ્થામાં બિરાજતા, પરંતુ વિશિષ્ટ અતિશયને લીધે તેમનું વસ્ત્રરહિતપણું કોઇને તેવા રૂપે દેખાતું ન હતું આ પ્રમાણે અનુભવ અને યુક્તિથી વિચાર કરતાં અર્હતનો આહાર તેની સર્વજ્ઞતાને કોઇ પણ રીતે બાધક જણાતો નથી'

આ બે સંપ્રદાયોના મતભેદ પરથી એ પ્રશ્ન ઉઠે છે કે–ભૂખ અથવા ક્ષુધાની ચર્ચામાં મુખ્ય મુદ્દો શું છે?

દિગંબરોના કહેવા પ્રમાણે ક્ષુધા એ મોહનીય કર્મ છે, કારણ તેમાં ઇચ્છાનું તત્વ છે, જ્યારે શ્વેતાંબરોનો મત એમ છે કે એ અનિચ્છાપૂર્વકનું વેદનીય કર્મ છે આ પ્રશ્ન આધુનિક કાળના વિજ્ઞાનશાસ્ત્રોમાં જરા વધારે વ્યાપક રૂપે ફરીથી દેખાયો છે એમ લાગે છે આ પ્રશ્ન છે, સહજ પ્રેરણાઓનો (Instincts) કેટલાક જીવવિદ્યાશાસ્ત્રીઓ (Biologists) એમ માને છે કે આ સાહજિક–ક્રિયાઓ (instinctive actions) કેવળ યંત્રવત્ પ્રતિક્ષેપ–ક્રિયાઓ ( reflex actions ) જ છે પરંતુ આ અભિપ્રાય અતિશયોક્ત છે પ્રતિક્ષેપ ક્રિયાઓમાં બોધાવસ્થાનો ઘણો અંશે અભાવ હોય છે અને કોઈ કોઇ પ્રતિક્ષેપ ક્રિયામાં તે કવચિત્ અને બહુ મંદ દેખાય છે સહજ

પ્રેરણાવાળી ક્રિયાઓમાં હમેશાં સ્પષ્ટ ભાન રહેલું હોય છે. આ સાહજિક પ્રેરણાઓનો ઇતિહાસ આવો છે. પ્રાગૈતિહાસિક કાળમાં આપણા વડવાઓને જીવનસંગ્રામમાં વાતાવરણને અનુકૂળ થઇને જીવતા રહેવાની ફરજ પડી. તે અંગે જે જે પ્રવૃત્તિઓ કરવી પડી, તેની અસર તેમના હાલના વંશજોમાં બીજરૂપે અવતરી. કાળે કરીને આ પ્રવૃત્તિઓએ, ટેવોનું રૂપ લીધું એટલે આપણામાં જાણે કે જૂની ટેવ જ ફરીથી ઉદ્દીપિત થતી હોય, એમ લાગે છે. જીવવિદ્યાશાસ્ત્રી ડાર્વીન અને તેના અનુયાયીઓનો આ પ્રમાણે મત છે. તેથી સ્પેન્સરનો મત જરાક જુદો છે. ડાર્વીનનો અભિપ્રાય સમૂહગત છે, જ્યારે સ્પેન્સરનો અભિપ્રાય વ્યક્તિગત છે, એટલો જ ફરક છે. સહજ પ્રેરણાની ઉત્પત્તિ ગમે તે રીતે થઇ હોય, છતાં ડાર્વીન અને સ્પેન્સર બન્ને એક બાબતમાં સહમત થઇને કહે છે કે સાહજિક ક્રિયાઓ ટેવના જેવી છે. તેમાં બોધાવસ્થાનું કે ઇચ્છાનું તત્ત્વ નથી. હવે અમે કહેવાની હિમ્મત કરીએ છીએ કે આ કથન શ્વેતાંબરમતનાં જેવું છે. ક્ષુધા તે કેવળ વેદનીય કર્મ છે, નહિ કે મોહનીય અથવા ઇચ્છાપૂર્વકનું કર્મ. ડાર્વીન અને સ્પેન્સરનો મત એવો છે કે પૂર્વજોની સભાનપ્રવૃત્તિઓ વંશજોમા યંત્રવત્ ટેવ રૂપી વારસારૂપે અવતરણ પામે છે. એની વિરુદ્ધમાં પણ કેટલાક વિદ્વાનો એમ કહે છે કે તે કેવળ યંત્રવત્ નથી. એવું જોવામાં આવ્યું છે કે પ્રાણીઓનાં વાતાવરણમાં ફેરફાર થાય અથવા તેમની પ્રવૃત્તિઓને ઉત્તેજન કરનારાં તત્ત્વો બદલાઇ જાય, તો તેમના સાહજિક પ્રત્યાઘાતો (reaction of instinct) પણ જુદી જાતના થઇ જાય છે. આ અખતરાઓ બતાવી આપે છે કે આવી ક્રિયાઓમાં બુદ્ધિનું તત્ત્વ કામ કરતું હોય છે અને પીયેર હચુ-

બર નામનો વિદ્વાન કહે છે તેમ ' બધી સાહજિક ક્રિયાઓમા બુધ્ધિ કિંવા વિવેકબુધ્ધિની માત્રા થોડી ઘણી હોય જ છે ' સાહજિક ક્રિયાઓમા જો બુદ્ધિનો અંશ હોય તો આ જાતનો મત દિગબરોને અનુકૂળ ગણાય, પરંતુ તેમ માનતા ચાલવાની કે બેસવા ઉઠવા વગેરેની ઇચ્છાનો સમાવેશ પણ મોહનીય કર્મમા જ કરવો પડે કે જેને દિગબરો સ્વીકારતા નથી.

અર્હત્‌ના આહાર સબધી જૈન ચર્ચા પરત્વે જે એક બીજી વાત ધ્યાનમા લેવી જોઇએ તે આ છે પ્રથમ તો અર્હત્‌ને સ્થૂલ દેહ છે અને બીજુ, તેનામા દિવ્ય સર્વજ્ઞતા છે તો પ્રશ્ન ઉઠી શકે છે કે દેહધારણ શી રીતે થઈ શકે? બન્ને સપ્રદાયો પ્રમાણે, સ્થૂલ દેહ, અર્હત્‌ની સર્વજ્ઞતાને બાધા કરતો નથી હવે દિગબરોનુ કહેવુ એમ છે કે દેહ ધારણ માટે અર્હત્‌ને આહારની જરૂર બીલકુલ નથી, ત્યારે શ્વેતાબરોનુ કહેવુ એમ છે કે પૃથ્વી પર અર્હતનો દેહ ટકી રહે, ત્યા સુધી તેમને પરિમિત આહારની પણ જરૂર છે જ જૈનેતર ભારતીય દર્શનોમા પણ સર્વજ્ઞાનવાનના દેહ અને તેના આત્માનો કયા પ્રકારનો સબધ હોઇ શકે? એ બાબત ચર્ચવામા આવી છે પરંતુ આ દર્શનોમા, જૈન દર્શનમા વિસ્તારપૂર્વક કરાયુ છે તેમ, તેનું વર્ણન વિસ્તૃત નથી. દાખલા તરીકે, સાખ્ય કહે છે કે જીવન્મુક્તની સ્થિતિ આવી છે કુભાર ચાકડો ચલાવવાની ક્રિયા બંધ કરે, છતા તે તેની મેળે અમુક કાળ સુધી ચાલીને આપોઆપ અટકી જાય છે, તેમ જીવન્મુક્તનુ શરીર પૂર્વાભ્યાસ અનુસાર અવશ્ય જીવતું રહે છે સાખ્ય દર્શનમા, જીવન્મુક્તના શરીરધારણ માટે કાઇ આવશ્યક છે કે નહિ, તે બાબત કશો ઉલ્લેખ નથી. વૈદિક દર્શનો એમ કહે છે કે 'नाभुक्तं क्षीयते कर्म ' અર્થાત્

કર્મનું ફળ ભોગવ્યા વગર કર્મક્ષય થતો નથી. શરીર પૂર્વજન્મનાં કર્મોનું પરિણામ છે અને કર્મોનાં ફળ સંપૂર્ણ ન ભોગવાઈ રહે ત્યાં સુધી શરીર ટકી રહે છે. તો એનો અર્થ એમ થાય કે–કોઇપણ વ્યક્તિને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું હોય, છતાં દેહ તો ટકી જ રહે; કારણ કે શરીરનું આ જન્મમાં પ્રાપ્ત થવું, એ પૂર્વજન્મનાં કર્મોનાં ફળવિપાક માટે હતું. ફળવિપાક પૂરો ન થાય ત્યાં સુધી દેહ ટકવાનો જ. કેટલાક વૈદિક મતવાળાઓ એમ કહે છે કે–વિદેહમુક્તિ ત્વરાથી પ્રાપ્ત થઇ જાય, એ માટે જીવન્મુકત પુરુષ ‘કાયવ્યૂહ’ એટલે કે એકસામટાં અનેક શરીરો ધારણ કરે છે, જેથી પૂર્વજન્મનાં ફળો સૌથી થોડા કાળમાં ભોગવાઈ જાય. એમનો સુપ્રસિદ્ધ સિદ્ધાંત છે કે તત્ત્વજ્ઞાન, મિથ્યાજ્ઞાનનો નાશ કરે છે. આનો અર્થ નૈયાયિકો એવો કરે છે કે સત્ય જ્ઞાનદ્વારા એક નવો જ મનોમય કોશ ઉત્પન્ન થાય છે અને તે જૂના મનોમય કોશને દૂર કરી તેનું સ્થાન લે છે. જૂનો મનોમય કોશ રાગ–દ્વેષાદિથી બંધાયો હતો, જ્યારે નવો કોશ સત્ય જ્ઞાન વડે બંધાય છે. તત્ત્વજ્ઞાની આ રીતે પોતાનો દેહ ટકાવી શકે, પણ તે અલ્પકાળ માટે. પછી તુરત જ તે વિદેહમુક્ત બને છે. જીવન્મુક્ત થોડા સમય માટે દેહ ધારણ કરી જીવી શકે છે, એમ નૈયાયિકો માને છે ખરા, પણ દેહ ધારણ માટે કઈ વસ્તુઓની જરૂર પડે છે, તે બાબત તેઓ કશું કહેતા નથી. વેદાંત પણ એ જ પ્રમાણે કહે છે કે–તત્ત્વજ્ઞાન અવિદ્યાનો નાશ કરે છે. અવિદ્યાનો નાશ કાંઈ એકાએક થઇ જતો નથી. જીવની કર્મવૃદ્ધિ એ જ અવિદ્યાવૃદ્ધિ. કર્મક્ષય પૂરો ન થાય ત્યાં સુધી શરીર ટકવાનું જ. તત્ત્વજ્ઞાનથી ભાવી કર્મોનો અવરોધ થાય છે. તત્ત્વજ્ઞાનથી અનારબ્ધ

કર્મોની અમર પણ બંધ પડી જાય છે, પણ પ્રારબ્ધ તો ભોગવવુ જ પડે છે 'રત્નપ્રભા'નો કર્ત્તા આ વાતને આ રીતે સમજાવે છે -અવિદ્યાની આવરણશક્તિનો નાશ, તત્ત્વજ્ઞાન કરે છે, પરંતુ વિક્ષેપશક્તિને અટકાવી શકતુ નથી. તેથી, અવિદ્યાનો નાશ થવા છતા અને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થવા છતા, જીવન્મુક્તનો દેહ ટકી રહે છે, કારણ કે અવિદ્યાની વિક્ષેપ શક્તિનો લેશ માત્ર પણ અંશ રહે ત્યાસુધી શરીર રહેવાનુ જ. પણ એક વાતનો વેદાતે ગંભીરપણે વિચાર કર્યો લાગતો નથી કે 'જીવન્મુક્ત જીવે ત્યા સુધી તેને તેના દેહધારણ માટે કોઇ પણ વસ્તુની જરૂર પડે છે કે નહિ?'

જૈન ધર્મમા જેવુ સ્થાન અર્હતનુ છે, તેવુ સ્થાન ખ્રીસ્તી ધર્મમા ઇસુ ખ્રીસ્તનુ છે છતા ઇસુ ખ્રીસ્તમા સર્વજ્ઞતા હોવાનુ તે ધર્મમા વિધાન નથી એટલે ખ્રીસ્તી ધર્મમા, સર્વજ્ઞને શારીરિક હાજતો પૂરી પાડવાની હોય છે કે નહિ, તે પ્રશ્ન ઉઠતો નથી. આવો પ્રશ્ન 'ભારતીય દર્શનોમા ચર્ચવામા આવ્યો છે, ખ્રીસ્તી ધર્મમા નહિ તેમ છતા, ઇસુખ્રીસ્ત માનવ દેહધારી હોવા ઉપરાત દિવ્ય પુરુષ મનાયેલા હોવાથી આ બે વસ્તુઓનો મેળ કેવી રીતે સાધવો, એ બાબત ખ્રીસ્તી ધર્મમા વિવિધ કલ્પનાઓ કરવામા આવી છે. "ઇબીઓનીઝમ" (Ebionism) સંપ્રદાયવાળાઓ ઇસુખ્રીસ્ત માનવ જ હતા અને દેવ નહોતા, એવી માન્યતા ધરાવતા હતા: ગ્નોસ્ટીક (Gnostic) સંપ્રદાયવાળાનુ કહેવુ એમ છે કે ઇસુખ્રીસ્ત મુખ્યત્વે દેવ જ હતા અને તેનો મનુષ્યરૂપે અવતાર એ તો આભાસ માત્ર હતો ગ્નોસ્ટીક સંપ્રદાય પ્રમાણે ઇસુ ખ્રીસ્તનુ 'મનુષ્યદેહમા અવતરણ સાચી બનેલી હકીકત નથી, પણ કેવળ વાણીવિલાસ છે ,આ ગ્નોસ્ટીક લોકો (જેને રૂઢિ

ચુસ્ત ખ્રીસ્તીઓ નાસ્તિક માને છે) ડોસેટીસ્ટ (Docetist) તરીકે પણ ઓળખાય છે. આ લોકોનું એવું માનવું છે કે ખરી રીતે ઇસુખ્રીસ્તે માનવરૂપે અવતાર લીધો જ ન હોતો, તેથી માનવરૂપે તેનું જગત પર વિચરવું, એ તો આભાસમાત્ર હતું. જ્યારે ઈબીઓનીઝમ સંપ્રદાયમાં ઈસુખ્રીસ્તનું દેવત્વ હવામાં ઊડી જાય છે, ત્યારે ડોસેટીઝમ સંપ્રદાયમાં તેના માનવ-રૂપનો ઇન્કાર થયેલો જોવામાં આવે છે. આવા ઉદાર અને પરસ્પર વિરુદ્ધ મતો એટલા માટે સ્થાપિત કરવામાં આવ્યા હતા કે ઇસામસીહ(ઇસુખ્રીસ્ત)માં પરસ્પર વિરુદ્ધ માનવત્વ અને દેવત્વ એવાં બે તત્ત્વો એકી સાથે કેવી રીતે હોઈ શકે, તે મુશ્કેલી તેમને નડતી હતી અને આવા ખુલાસાઓથી તે મુશ્કેલી દૂર કરવાનો તેમનો પ્રયત્ન હતો. ચુટીચીસને આ વિરોધ સ્પષ્ટપણે દેખાયો હતો અને તે બન્ને તત્ત્વોને નકારવાનો અથવા બની શકે તેટલાં જૂદાં રાખવાનો પ્રયત્ન તેણે કર્યો હતો, ચુટીચીસ અને તેનાં અનુયાયીઓ એમ માનતા કે ઈસુનું દેવસ્વરૂપ જ મુખ્ય છે, માનવસ્વરૂપ ગૌણ છે. આ મતની વિરૂધ્ધ એરીયન સંપ્રદાયવાળાઓએ ઇસુખ્રીસ્ત માનવ અને દેવ બન્ને છે, એમ સ્વીકાર્યું. લેઓડીસીયાના ધર્માધિકારી 'એપોલોનેરીયસ ધી યંગરે' એવું પ્રતિપાદન કર્યું કે દેવત્વ અને મનુષ્યત્વ પરસ્પર અત્યંત વિરુદ્ધ હોવાથી ઈસુખ્રીસ્ત એકી સાથે દેવ અને માનવ હોઇ શકે નહિ. તેના મતે, ઇસુ ખ્રીસ્ત મનુષ્ય જ હતો અને દરેક મનુષ્યમાં હોય છે તેમ, ઇસુને માનવદેહ અને માનવઆત્મા હતો (દિવ્ય નહિ). (માનવ આત્મા શબ્દ વાપરવાનો હેતુ એમ છે કે માણુસ ભૂલને પાત્ર છે અને ઘણીવાર બુદ્ધિવિરુદ્ધ વર્તે છે.) જો કે ઇસુને માનવ દેહ હતો, પણ તેનામાં

દિવ્ય આત્મા ન હતો ઇસુમા આરોપાયેલુ' દિવ્ય–તત્ત્વ 'લોગોસ' હતુ 'લોગોસ' એટલે સર્વવ્યાપી દિવ્ય ચેતના. ટૂકામા એપોલીનેરીયમનો મત એવો છે કે ઇસુમા દિવ્ય તત્ત્વ અને માનવતત્ત્વનો સાચો સુમેળ કિવા સમન્વય થયો જ ન હતો, પરંતુ ઇસુ એક એવો માણસ હતો કે જેનામા ઇશ્વરી આવેશ થયા કરતો, એટલે તે ઇશ્વરપ્રેરિત માત્ર હતો નેસ્ટોરીયન સપ્રદાયવાળાઓની માન્યતા એવી હતી કે ઇસુમા જોવામા આવતા દિવ્ય અને માનવતત્ત્વોનો પરસ્પર સબધ હતો નહિ આથી ચાલ્સીડોનની ખ્રીસ્તધર્મ-સભાએ જાહેર કર્યું કે–ઉપરોક્ત બધા મતો નાસ્તિક છે અને શપથ લીધા કે "અમે બધા એકી અવાજે ઘોષણા કરીએ છીએ કે અમારા સ્વામી ઇસુખ્રીસ્ત એક માત્ર ઇશ્વરપુત્ર છે અને તે દેહધારી છે અને દિવ્ય ચેતના યુક્ત આત્મા છે" પરંતુ તેઓએ સાથોસાથ એમ પણ કબૂલ કર્યું કે "જો કે ઇસુમા બન્ને તત્ત્વો છે અને તેનો સુમેળ છે, છતા પણ બન્નેને પૃથક્ માનવા જોઈએ" ત્યાર બાદ પૌર્વાત્ય ખ્રીસ્તી ધર્મને માનવાવાળા મોનોકાઇસીટીક સપ્રદાયવાળા (જેઓ નાસ્તિક ગણાતા હતા એને) યુટીચીમને અનુસરતા હતા તેમનુ માનવુ એવુ' હતુ' કે–ઇસુખ્રીસ્ત મુખ્યત્વે દેવ હતા અને માનુષસ્વરૂપ ગૌણ હતુ મોનોથીલાઇટ સપ્રદાયવાળાનુ કહેવુ એમ હતુ કે–ઇસુખ્રીસ્તમા' ઉપરોક્ત બે તત્ત્વો નહિ, પણ એક જ હતુ. કોન્સ્ટેન્ટીનોપલ શહેરમા ભરાયેલી ખ્રીસ્તી ચર્ચની ત્રીજી સભાએ ચાલ્સીડોનનો મત પુનઃ સ્વીકાર્ય માન્યો પણ તેમા એક પુરવણીની કલમ ઉમેરી કે "ઇસુખ્રીસ્તે તેના ધર્મ–પ્રવચનમા પણ ઉપર્યુક્ત બે તત્ત્વોનો સ્વીકાર કર્યો હતો" આ સ્થળે એક નોધ લેવી જોઇએ

કે-યુરોપમાં ખ્રીસ્તી ધર્મનાં ચર્ચો કે જે સુધારામાં માને છે, તેમનું વલણ ઇસુમાં રહેલાં બે તત્ત્વોને જુદાં ગણવા તરફ હતું, જોકે લ્યુથરને માન્ય રાખનારાં ચર્ચો ઈસુ પ્રધાનપણે દેવ છે, એમ માનતાં. સત્તરમી સદીમાં આ તકરારે નવું રૂપ ધારણ કર્યું અને કેનોટીક તથા ક્રીપ્ટીક એવા બે સંપ્રદાયો ઊભા થયા. આ બન્ને સંપ્રદાયો એક વાતમાં સહમત હતા કે ઈસુમાં બન્ને તત્ત્વો હતાં. મતભેદનું કારણ એ હતું કે ક્રીપ્ટીક લોકો એવું માનતા કે ઈસુ દિવ્યશક્તિઓનો ગુપ્તરીતે ઉપયોગ કરતા, ત્યારે કેનોટીસ્ટ લોકો એમ કહેતા કે ઇસુએ તેવો ઉપયોગ કર્યો જ નથી. અત્યારના ખ્રીસ્તી ધર્મના અભ્યાસકોનું વલણ એવું છે કે ઉપર્યુક્ત બે તત્ત્વોનો પરસ્પર વિરોધ નથી, કારણ કે માનવમાં દિવ્યતત્ત્વ બીજરૂપે રહેલું છે જ અને દેવ એટલે પૂર્ણપણે જેનો આધ્યાત્મિક વિકાસ થયેલો છે, એવો માનવ. સારાંશ કે ખ્રીસ્તીધર્મની આ તકરારોમાં ઇસુખ્રીસ્તનું દ્વિધાસ્વરૂપ મુંઝવણ ઉત્પન્ન કરે તેવું છે અને કોઇપણ રીતે તેનો બુદ્ધિગમ્ય ખુલાસો તો કરવો જ જોઇએને? ભારતીય દર્શનોમાં (અને કદાચ નેસ્ટોરીયન્ સંપ્રદાયમાં પણ) ખુલ્લી રીતે મુક્તાત્મા પરત્વે આ ભેદનો સ્વીકાર થયો છે, પરંતુ ખ્રીસ્તી ધર્માચાર્યોનું વલણ જુદું જ હતું. તેમની પાસે ત્રણ માર્ગો હતાઃ (૧) એક તત્ત્વને મુખ્ય ગણી બીજાને ગૌણ રાખવું. (૨) બંનેનો સમન્વય કરવો. (૩) એકને કાઢી જ નાંખવું. અને તેમણે એ પ્રકારના પ્રયત્નો કર્યા છે.

## અર્હત્ એક આપ્ત પુરુષ

હવે અર્હત્નું એક વિશિષ્ટ સ્વરૂપ અવલોકીએ. અર્હત્ આપ્ત કહેવાય છે. આપ્ત એટલે જેના શબ્દો પ્રમાણભૂત છે, એવો પુરુષ. સામાન્ય રીતે, આપણે જીવનમાં માબાપને,

વિદ્યાગુરુઓને અને અનુભવી લોકોને આપ્ત તરીકે સ્વીકારીએ છીએ, કારણ કે તેમનુ વજન પડે છે અને તેમના કહેવા પ્રમાણે ચાલવાથી લાભ થાય છે આવા માણુસોને લૌકિક આપ્ત એટલે વ્યવહારના ગુરુઓ કહેવામા આવે છે તેથી ઊલટું અર્હંતને ' લોકોત્તર આપ્ત ' કહેવામા આવે છે, કારણકે તે સર્વોચ્ચ, અતિમાનવ ગુરુ છે અર્હંત્ ગૂઢ સત્યોને પ્રકટ કરે છે અને પરામુક્તિનો નિશ્ચિત માર્ગ બતાવે છે, તે સર્વજ્ઞ છે અને વસ્તુઓનુ યથાર્થ જ્ઞાન તેમની દ્વારાજ થઈ શકે છે. તેમનો શબ્દ એ સદા સત્ય અને પ્રમાણુ છે તેમના ઉપદેશોથી જગત્‌ને શુદ્ધતમ સત્યો પ્રાપ્ત થાય છે અર્હંતના ઉપદેશોનું સ્પષ્ટીકરણુ આચાર્યો અને ઉપાધ્યાયો કરે છે અને તેઓ ગાણુ અર્થમા લોકોત્તર આપ્ત કહેવાય છે

વૈદિક શ્રોત્રિય દર્શનવાળાઓ વેદને જ ખરા આપ્ત તરીકે માને છે તેમના મતે, વેદો સત્યસ્વરૂપ છે તેથી જ માર્ગદર્શન કરવાને માટે તથા સદાચારના પ્રમાણુભૂત નિયમોના આધાર તરીકે, વેદોજ એકમાત્ર સાધન છે. વેદો અપૌરુષેય હોવાથી તેમને કોઈ રચનાર નથી અને તે કારણથી તેઓ નિત્ય અને સ્વયભૂ છે સારો કે નરસો કોઈપણુ માણુસ વેદોનો કર્તા હોઈ શકે નહિ માનવલિખિત કોઇપણ પુસ્તકમા તેના કર્તાના સ્વભાવનુ પ્રતિબિબ પડયા વગર રહેજ નહિ, એટલા માટે કોઇપણુ પુસ્તક પ્રમાણુભૂત ગણી શકાય નહિ આના પુરાવામા શ્રોત્રિયો કહે છે કે, "અમે વેદ વાચ્યો" "અમે વેદને સ્મરીએ છીએ" વગેરે વાક્યપ્રયોગો જોવામાં આવે છે, પણુ " અમુક માણુસે વેદોને રચ્યા " એવુ વાક્ય કયાય જોવામા આવતું નથી આનુ કારણુ એ છે કે વેદો નિત્ય સ્વયભૂ છે અને કોઈપણુ કાળે કોઈ પણુ માણુસ તેનો કર્તા

નહોતો. ઘણા પ્રાચીનકાળથી વેદોનું અધ્યયન કરનારાઓની પરંપરા ચાલી આવી છે, પણ વેદનો કોઇ કર્તા છે, એવું કોઇએ કહ્યું નથી, અથવા કોઇને યાદ પણ આવતું નથી. માટે વેદો સ્વયંભૂ છે અને નિત્ય છે. જગતના નાશની સાથે તેમનો નાશ થતો નથી, તેમ જ કલ્પના પ્રારંભમાં વેદોને રચનાર કોઇ હોતો નથી. વેદોનું સદાકાળ અસ્તિત્વ છે. માત્ર કોઈકવાર તેનું 'દર્શન' થાય છે અને કોઇકવાર 'દર્શન' થતું નથી.

ઉપર્યુક્ત હકીકતનો સ્વીકાર જૈનો કરતા નથી. જૈનમતે, વેદો નિત્ય અને સ્વયંભૂ હોઈ શકે નહિ. કર્તાનું અસ્મરણ (कर्तुरस्मरणात्) આ દલીલથી એમ સિદ્ધ થતું નથી કે કોઇ પણ કાળે કોઇએ વેદને રચ્યા નથી. દાખલા તરીકે એક પ્રાચીન કૂવો હોય, બહુ પુરાણું ઘર હોય અથવા વાટિકા હોય, તેનું પ્રાચીન કાળમાં કોણે નિર્માણ કર્યું હશે, તે વાત લોકો ભૂલી ગયા હોય કે જાણતા જ ન હોય, છતાં તે બધા અનાદિ છે, એવું કહેવા કોઇ તૈયાર નથી. આટલા માટે વેદનિત્યત્વવાદ અગ્રાહ્ય છે. આ સ્થળે સાંખ્યોનો અભિપ્રાય ટાંકવા જેવો છે. સાંખ્યો પણ વેદનું સ્વયંભૂત્વ અને નિત્યત્વ સ્વીકારતા નથી. તેમના મતે પુરુષ અને પ્રકૃતિ ઉપરાંત કોઇ ત્રીજું નિત્ય અને સ્વયંભૂ તત્ત્વ નથી. વિશ્વજનયિત્રી પ્રકૃતિમાંથી જ કાળે કરીને વેદો ઉત્પન્ન થાય છે.

જો કે સાંખ્યો, વેદનો નિત્ય અને સ્વયંભૂ તરીકે સ્વીકાર કરતા નથી. છતાં વેદો અપૌરુષેય છે, એટલું તો કબૂલ કરે છે. સાંખ્યસૂત્રકાર કહે છે કે " વેદો માનવપ્રણીત માની શકાય નહિ, કારણ કે કોઇપણ મનુષ્ય તેનો કર્તા નહોતો.

મુક્ત પુરુષ હો કે બદ્ધ પુરુષ હો, કોઇ પણ વેદને રચવાને સમર્થ નથી"

જૈનો, વેદોના અપૌરુષેયત્વની કડક ટીકા કરે છે તેમનુ કહેવુ એમ છે કે, વેદોને રચનાર જો કોઈ પણ ન હોય, તો વેદો એક નિરર્થક શબ્દસમૂહ બની જાય. જૈનો સ્પષ્ટ બતાવી આપે છે કે વેદમા જ એવા વાક્યો આવે છે કે વેદોના રચનાર માણસો હોય, એવુ બળવાન અનુમાન થઇ શકે તે વાક્યો આ છે "જેણે વેદોને બનાવ્યા" અને "પ્રજાપતિએ ગજા સોમને ઉત્પન્ન કર્યો અને તે દ્વારા ત્રણ વેદોની ઉત્પત્તિ થઇ" તદુપરાત વેદની સહિતાઓના કેટલાક ભાગો ઋષિઓના નામે ચઢાવેલા દેખાય છે જેવા કે કણ્વ, માધ્ય દિન, તિત્તિરિ, ઇત્યાદિ આ વાત સ્પષ્ટ બતાવી આપે છે કે સહિતાના અમૂક ભાગો ઋષિપ્રણીત જ છે હવે શ્રોત્રિયોનો ખુલાસો એવો છે કે-ઋષિઓએ સંહિતાના અમુક ભાગો રચ્યા છે, એવો અર્થ કરવાનો નથી, પરતુ આ કલ્પના-આરંભમાં અમુક ઋષિઓએ તે ભાગોને જોયા અથવા પુનઃપ્રકટિત કર્યા, તે કારણે તેમના નામો તે તે ભાગોની સાથે જોડવામા આવેલ છે શ્રોત્રિયોના આ દાવાને જૈનો દૂર હડમેલી મૂકે છે અને કહે છે કે-કાળ અનાદિ છે, તેથી જો વેદનો એક ભાગ એક કલ્પના આરભમા કોઇ એક ઋષિવડે પ્રકટ કરવામાં આવ્યો હોય (કે જેનુ નામ સહિતામા આવેલુ છે), તો પછી દરેક કલ્પના આરભમા આમ બને પણ કલ્પો અનાદિ હોવાથી (કલ્પ કાળનો વિભાગ છે, તેથી) અનત કલ્પો વીતી ગયા, એ પણ સ્પષ્ટ છે. અને અનત કલ્પો હોવાથી અનત ઋષિઓના નામ હોવા જોઇએ, પણ એવુ તો જણાતુ નથી. થોડાક જ નામો દેખાય છે. આ વાત શ્રોત્રિયોની વિરુધ્ધ જાય છે.

જૈનોની એક બીજી દલીલ એ છે કે–વેદો એક શબ્દસમૂહ છે. આ શબ્દોને બુદ્ધિપૂર્વક ગોઠવેલા છે, માટે જ અર્થવાહક બન્યા છે. તેથી કોઈએ તેમને કાળજીપૂર્વક ગોઠવ્યા હશે જ. વૈશેષિકસૂત્રકાર પણ જૈનમતની સાથે સહમત થાય છે અને કહે છે કે "વેદોની શબ્દરચનાથી ફલિત થાય છે કે તે રચના બુદ્ધિપૂર્વક થયેલી હોય." આ ઉપરથી ન્યાય–વૈશેષિક દર્શનવાળાઓ એવા નિશ્ચય પર આવે છે કે વેદો અપૌરુષેય નથી, પણ કોઇ બુદ્ધિમાન મનુષ્યે કે મનુષ્યોએ રચેલાં છે.

આવા આંતરિક મતભેદો હોવા છતાં, સઘળાં વૈદિક દર્શનો એક વાતમાં સહમત છે કે–વેદો આપ્ત છે. સાંખ્ય, યોગ અને મીમાંસા પ્રમાણે વેદોનું આપ્તત્વ એટલા માટે છે કે કોઈ માણસ સારો કે નરસો, સનાતન સત્યોને જાણવાની શક્તિ ધરાવતો જોવામાં આવ્યો નથી અથવા સનાતન ધર્મનાં વિધાનો રચ્યાં હોય, એવો પુરુષ પણ થયો નથી. ન્યાય, વૈશેષિક અને વેદાંતમતવાળાઓ એમ કહે છે કે વેદો સર્વજ્ઞ–ઇશ્વરનો ઉચ્છ્વાસ છે, માટે નિત્યસત્ય છે. જૈનો જગત્સૃષ્ટા ઇશ્વરને માન્ય રાખતા નથી, માટે વેદો ઇશ્વરકૃત છે એવો વેદ-સિદ્ધાંત( આમાં કોઇ પણ આગમ આવી જાય છે ) પણ તેમને માન્ય નથી. જૈનો કબૂલ કરે છે કે– આગમ અથવા કોઇ પણ પ્રમાણભૂત ઉપદેશોનો સમૂહ નિત્ય-સત્ય હોઇ, શકે પરંતુ વેદો એ આ પ્રકારનો આગમ નથી. આ સંબંધમાં કેટલાક વૈદિકો અર્થાપત્તિ પ્રમાણે દલીલ કરે છે, તે જરા તપાસીએ. આ વૈદિક શ્રોત્રિયો પ્રમાણે, વેદોમાં કોઇ ક્ષતિ નથી, તેમજ કશી ભૂલ નથી અને માનવરચિત વસ્તુ સંપૂર્ણપણે આવી હોવાથી, વેદો અપૌરુષેય મનાવા જોઇએ. જૈનો કહે છે કે "ચાર્વાકોની પેઠે, હિંસક

વેદોના રચનારા પણ ભાડો, ધૂર્તો અને નિશાચરો હોવા જોઇએ" ગમે તેમ હો પણ એક હકીકત નિર્વિવાદ જોવામા આવે છે કે ઘણીય વાર વેદવિહિત ધર્મવિધિઓનુ વિહિત ફળ પ્રાપ્ત થતુ નથી તદુપરાત, યજ્ઞોમા થતી નિર્દોષ પશુઓની હિંસાના કારણે વેદોના તમામ વિધિનિષેધો દૂષિત છે આ રીતે વેદવાક્યો અસત્ય હોવા ઉપરાત અનેક રીતે દૂષિત છે, તેથી તેના કર્તા અથવા કર્તાઓ અસર્વજ્ઞ અને અમુક અશે અનીતિમાન હોવા જોઇએ, માટે આવા વેદો આપ્ત નથી, નિત્યસિદ્ધ આગમ પણ નથી

આ ઉપરથી ફલિત થાય છે કે તે આગમ સત્ય કહેવાય કે જે સનાતન સત્યોનુ યથાર્થ દર્શન સદાકાળ કરાવી શકે અને જેમા કોઇ પણ પ્રકારની ક્ષતિ અથવા દોષો હોય નહિ આ પ્રકારનો આગમ હોઇ શકે છે, પરતુ તેનો કર્તા સર્વજ્ઞ હોય તોજ એટલે એ વસ્તુ આવશ્યક છે કે આવા આગમના કર્તાને તમામ પદાર્થોનુ અને તેના પર્યાયો નુ જ્ઞાન હોવુ જોઇએ, અને તે બધાનુ યથાર્થ જ્ઞાન અને યથાર્થ દર્શન અન્યને કરાવવાની શક્તિ પણ હોવી જોઇએ, કારણ કે, એવા દાખલાઓ જોવામા આવ્યા છે કે અમુક માણસને અમુક વસ્તુનુ સાચુ જ્ઞાન હોય છે, પરતુ કોઈપણ અકળ કારણોસર, તેના જ્ઞાનની અભિવ્યક્તિ જૂદા જ પ્રકારની થઇ જાય છે આવો માણસ સાચા આગમને રચી શકે નહિ. જૈનોનો એવો દાવો છે કે-તેમનો આગમ (જૈનવેદ) આપણને વિશ્વના સપૂર્ણ સત્યો આપે છે અને તેમા કોઇ ક્ષતિ કે દોષ નથી 'તે અનાદિ કાળથી સ્વયભૂ છે અથવા ઇશ્વરકૃત છે, અથવા કોઇ અનાદિતત્ત્વ(પ્રકૃતિ)માથી ઉદ્ભવેલુ છે'– આવા કારણોને લઇને જૈનાગમો સત્ય છે, એમ નહિ, પણ

એક એવા પુરુષનું સર્જન છે કે જેણે, અનેક જન્મ-જન્માંતરોમાં આધ્યાત્મિક પ્રગતિ સાધીને આત્મા અને અખિલ રૂપી-અરૂપી જગતનો સાક્ષાત્કાર કર્યો છે અને સનાતન સત્યોનું યથાર્થ દર્શન કરેલું છે. વળી તેની આત્મ-સાધના એવી હતી કે તેના ચારિત્રમાં સ્વાર્થાદિ કોઈ દોષ કે ક્ષતિ રહ્યાં જ ન હોય અને જગત્‌નાં પીડિત પ્રાણીઓ તરફ તેનામાં અપાર કરુણા હોય. પ્રશ્નો વારંવાર પૂછાયા છે કે અર્હત્ સંપૂર્ણ વીતરાગ હોવાથી માનવજાત પ્રત્યે કરુણા કેવી રીતે દાખવે? મનુષ્યોને ઉપદેશ શા માટે કરે? અને આચારધર્મ પાળવાનું શા માટે કહે? આનો ઉત્તર એ છે કે-અર્હત્ જો કે વીતરાગ સર્વજ્ઞ છે, તો પણ દેહધારી હોવાથી, તેનામાં વેદનીય આદિ કર્મ બાકી રહે છે અને તેના લીધે લાગણીનાં સંવેદનો થાય છે. સ્વાર્થમય વ્યાવહારિક લાગણીઓ તેનામાં કદાપિ ઉદ્‌ભવતી નથી, છતાં ક્ષીણ થતાં જતાં વેદનીય આદિ કર્મની અસરથી એક પ્રકારની લાગણી તેનામાં હોય છે અને તે લાગણી, એક અંગ્રેજ કવિ વડ્ઝવર્થના શબ્દોમાં વર્ણવીએ તો એવી છે કે તેમાં "શાંતિ, નિર્દોષ આનંદો અને જગત્ પ્રત્યે ભવ્ય અને ઉદાત્ત ઉદાસીનતા રહેલાં છે." અર્હત્‌માં આવી નિર્દોષ અને તદ્દન સ્વાર્થરહિત લાગણી હોય, તેમાં આશ્ચર્ય નથી અને દુઃખથી પીડિત માનવોને પરમ શાંતિ અને પરમ આનંદનો માર્ગ બતાવવા સારુ એ લાગણી અર્હત્‌ને પ્રેરે એ સહજ છે. એટલે તીર્થંકર-નામ-કર્મનો ઉદય અર્હત્‌ને સનાતન સત્યોનો પ્રકાશ કરવાને પ્રેરે છે. આ રીતે અર્હત્ સાચા જગદ્‌ગુરુ છે અને તેનો ઉપદેશ સત્ય આગમ છે.

કોઈ ઉપદેશ અથવા આજ્ઞા પ્રમાણભૂત છે, એવી જાતનું કથન હંમેશા સ્વીકારવા માટે લોકો તૈયાર નથી. આપ્તવાક્યમાં

શંકા થઈ શકે જ નહિ અને 'તે પ્રમાણે કરવું જ જોઇએ' એવું કહ્યા છતાં વૈદિક દર્શનોને વૈદિક વિધિ-નિષેધોનો બીજી રીતે પણ મજબૂત બચાવ કરવાની જરૂર પડી હતી. મીમાંસકોનું કહેવું એમ છે કે વેદવિહિત કર્મોમાં અમુક પ્રકારની શક્તિ છે, પરંતુ કેટલાક વેદવિહિત કર્મો નિષ્ફલ જાય છે, એટલે કે આ જીવનમાં તો તેનું ફળ ઘણીવાર મળતું જ નથી, તેનું કેમ? આ મુશ્કેલીનો પરિહાર કરતા વૈદિક લોકો કહે છે કે-આ જીવનમાં ફળ ન મળ્યું, તો મરણોત્તર જીવનમાં તેનું ફળ મળશે, પરંતુ આ વિધાનની સત્યતા માટે શી ખાત્રી છે? ઉત્તરમાં રૂઢિચુસ્ત વૈદિકો કહે છે કે-અમુક કર્મ કરવાથી આ જીવનમાં અમુક ફળ મળશે જ એવા વેદવાક્યો જો સાચા પડે છે, તો મરણોત્તર અને લોકોત્તર વસ્તુઓ માટે કરાયેલા વિધાનો પણ સાચા જ છે, એમ માનવું જોઇએ. પરંતુ દુર્ભાગ્યે નક્કર હકીકતો તેનો ઇનકાર કરે છે શ્રોત્રિયો આનો બચાવ કરતા કહે છે કે વેદવિહિત ક્રિયાઓનું ફળ ન મળ્યું હોય તો કરનારમાં કાંઇ કચાશ રહી ગઇ હશે, અથવા જાણ્યે અજાણ્યે કોઇ દોષ થઇ ગયો હશે પરંતુ આ બચાવ લૂલો છે નિશ્ચય પ્રતીતિ થવા માટે કોઇ પણ વસ્તુ સ્પષ્ટ અને સંશયરહિત હોવી જોઇએ. જૈનો કહે છે કે-તેમનો આગમ એવો છે તે સર્વજ્ઞ અને પવિત્રોત્તમ અર્હંતના શબ્દોચ્ચારરૂપ છે એટલું જ નહિ, પરંતુ પ્રમાણશાસ્ત્રની કોઇ પણ કસોટીમાંથી તે નિર્ભય રીતે પસાર થઇ શકે છે દાખલા તરીકે સ્યાદ્વાદ લ્યો, કે જે જૈન તત્ત્વજ્ઞાનનો આધારસ્તંભ છે અથવા અહિંસાધર્મને લ્યો, જે નીતિધર્મનો આધાર છે આ બે વાત અર્હંતોએ કહેલી છે, પણ તે કેટલી બધી મૌલિક છે! આ બે સિદ્ધાંતોને તમે વૈજ્ઞાનિક દૃષ્ટિએ કે

માનસશાસ્ત્રની દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ કે રાજકરણની દૃષ્ટિએ, ગમે તે દૃષ્ટિએ તપાસો; તેમનું સનાતન સત્ય સદાકાળ સર્વ પ્રસંગે સંશયરહિત અને નિશ્ચય પ્રતીતિકારક દેખાયા વગર રહેશે નહિ.

## સિદ્ધનું સ્વરૂપ

સિદ્ધ એટલે જેને પરામુક્તિ પ્રાપ્ત થઇ છે, તે. જૈનોની માન્યતા એવી છે કે અભવ્ય જીવો સિવાય, તમામ જીવો સિદ્ધત્વને પ્રાપ્ત કરી શકે એમ છે. લૌકિક માન્યતા એવી છે કે યોગબળદ્વારા અલૌકિક સિધ્ધિઓ જેણે પ્રાપ્ત કરી હોય, તે સિધ્ધ કહેવાય; પરંતુ જૈન મત પ્રમાણે સિધ્ધનો અર્થ આવો થતો નથી. અર્હત્ અને સિદ્ધની વચ્ચે સામ્ય છે, અને ભેદ પણ છે; બંને વીતરાગ છે, એટલે કે સંસારી ઘટનાઓ તરફ તેમની આસકિત નથી, એટલું સામ્ય છે. તફાવત એટલો છે કે અર્હત્ દેહધારી છે અને સત્યના જિજ્ઞાસુઓને ઉપદેશ આપે છે, ત્યારે સિધ્ધ અશરીરી છે અને જગત્‌ની ભૌતિક વસ્તુઓ અથવા કોઇ પણ ઘટનાઓ તેને સ્પર્શી શકતી નથી. અર્હત્‌નું બીજું નામ તીર્થંકર છે, કારણ કે સંસારી જીવોને તે મુક્તિનો માર્ગ બતાવે છે અને જ્યારે જગત્ પર તેમનું કર્મવેદન પૂરું થાય છે, ત્યારે સિધ્ધદશામાં તે પ્રવેશ કરે છે. અર્હત્ અને સિધ્ધ બન્નેમાં, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચારે ઘાતી કર્મોનો પૂર્ણનાશ થઇ ચૂકેલો હોય છે. આનાં પરિણામે, અનંતદર્શન અનંતજ્ઞાન, અનંત ચરિત્ર (વીતરાગતા) અને અનંત વીર્યનાં ચાર અનંત યુકત મુકિતને તેઓ પામેલા હોય છે. ચાર ઘાતી કર્મો ઉપરાંત બીજા પણ ચાર પ્રકારનાં કર્મો છે, જે અઘાતી

કર્મો કહેવાય છે તે આ પ્રમાણે (૧) આયુ-કર્મ એટલે પ્રાણી એક શરીરમા કેટલુ આયુષ્ય ભોગવશે, તેનો સમય અથવા કાળમર્યાદા નક્કી કરનારુ કર્મ (૨) નામકર્મ એટલે આપણા શરીર તથા તત્સબધી પરિસ્થિતિના બધારણને નક્કી કરનારુ કર્મ (૩) ગોત્રકર્મ એટલે ઊચા કે નીચા વશમા જન્મ થવાનુ નક્કી કરનારુ કર્મ (૪) વેદનીય કર્મ એટલે સુખ દુખાદિ સવેદનોને ઉપજાવનારુ કર્મ અર્હત્ જો કે સર્વજ્ઞ છે અને મુક્ત છે, છતા આ ચાર જાતના અઘાતી કર્મોનો સબધ અર્હત્ના દેહ સાથે રહ્યા કરે છે, માટે જ ઊચા કુળમા, કુલીન માબાપને ત્યા જન્મ પામીને, દીક્ષા અગીકાર કરીને, સર્વજ્ઞ થયા બાદ પીડાતા જીવો પર અપાર કરુણા વરસાવતા તેમને અમુક સમય પર્યંત ધર્મોપદેશ આપે છે અને પછી અશરીરી સિદ્ધપણાને પ્રાપ્ત કરે છે ચાર જાતના ઘાતી અને ચાર જાતના અઘાતી એવા આઠ પ્રકારના કર્મોની અસરથી સિદ્ધ અત્યત મુક્ત છે તેથી તે "નિકર્મ" એટલે કર્મની અસરોથી સપૂર્ણ મુક્ત કહેવાય છે આ ઉપરથી સ્પષ્ટ થશે કે-જૈનોની પરામુક્તિની માન્યતા એવી છે કે મુક્ત જીવમા અમુક વિશિષ્ટ ગુણો અથવા લક્ષણો હોય છે, તેથી બીજા દર્શનોમા જે મોક્ષવિચાર કરવેલો છે, તેનાથી જૈન સિદ્ધાત બહુ જુદો પડી જાય છે. બૌદ્ધ મતમા જો કે આનદસ્વરૂપ મુક્તાવસ્થાનુ વર્ણન આવે છે, પણ મુક્તિના મૂળમા જ કુહાડો મારે છે કારણ કે નૈરાત્મ્યવાદમા આત્માઓ જ ન હોય, ત્યા મુક્ત આત્માઓ હોય જ ક્યાથી ? એક વાસ્તવિક વ્યક્તિ તરીકે મુક્ત જીવનુ અસ્તિત્વ ન હોય, ત્યા આનદાવસ્થા છે, એમ કહેવુ અર્થહીન છે વેદાત પ્રમાણે પણ, અવિકારી અને અદ્વિતીય બ્રહ્મ જ સત્ હોવાથી, બધા જ ગુણપર્યાયો મિથ્યા

ઠરે છે. મુક્ત કહેવાતો આત્મા એક વ્યક્તિ તરીકે વિદ્યમાન, ચેતનાયુક્ત અને આનંદવાળો છે, એમ વેદાંત કહેતું નથી. ઊલટું વેદાંત એમ કહે છે કે 'મુક્ત આત્મા સત્ ચિત્, અને આનંદ-સ્વરૂપ છે.' (કહેવાનો ભાવ એ છે કે આ વર્ણન વ્યકિતગત નથી, પરંતુ બ્રહ્મ પરત્વે અથવા સમૂહગત છે, એટલે વેદાંતમાં મુકત જીવનું સ્વતંત્ર અસ્તિત્વ નથી.) સાંખ્યની મોક્ષાવસ્થા કાંઇ વધારે સારી નથી, કારણ કે તેમાં મુકત પુરુષને શુદ્ધ, બુદ્ધ અને મુકત કહેવામાં આવે છે, પણ ચેતન પુરુષ નિર્ગુણ હોવાથી ઉપરોકત ગુણો પ્રકૃતિને લાગુ પડી શકે; નહિ કે પુરુષને. ન્યાય-વૈશેષિકમાં પણ એવો જ મત છે. નૈયાયિકો આત્માના નવ વિશેષ ગુણો-બુદ્ધિ, સુખ વગેરેને માને છે, પરંતુ મુકતાવસ્થામાં તો આ નવ ગુણોનો ઉચ્છેદ એટલે નાશ થઈ જાય છે, તેથી બોધાવસ્થા કિંવા જ્ઞાનનો પણ નાશ થાય છે. એટલે ન્યાયમતે પરામુકત પુરુષ કેવળ નિર્ગુણ દ્રવ્યરૂપ સત્ સ્વરૂપ અને જ્ઞાન રહિત હોય છે. જૈનમત આ બધાથી વિરૂદ્ધ છે. બૌદ્ધ મતનું ખંડન કરવા માટે એટલું કહેવું બસ થશે કે-જો દ્રવ્ય, ગુણ, તેમનો પરસ્પર સંબંધ અને જગત્‌ની બધી ઘટનાઓ અસત્ હોય તો બૌદ્ધ સિદ્ધાંત પોતે જ નિરાધાર અને સત્ત્વહીન બની જાય છે. હવે રહ્યાં બીજાં દર્શનો. તેમના મુકિતવાદોમાં કેટલાકનો આધાર દ્રવ્ય ઉપર છે, તો કેટલાકનો આધાર ગુણ ઉપર છે. પરંતુ જૈન સિદ્ધાંત પ્રમાણે દ્રવ્ય અને ગુણનો સંબંધ પરસ્પર એવો ગાઢ છે કે એકના વગર બીજાની સાચી કલ્પના પણ થઈ શકે નહિ. ન્યાય-મતે મુકતાવસ્થા કેવળ સત્ સ્વરૂપ મનાઈ છે, પરંતુ તેમાં યે કોઇ દ્રવ્યનું અસ્તિત્વ તો હોવું જ જોઇએ ને ? (અસ્તિત્વરૂપી ગુણ આત્મદ્રવ્યમાં છે, એટલે એક ગુણ તો છેવટે આત્મામાં છે જ

ને ?) એજ રીતે જૈનો બતાવી આપે છે કે વેદાંત અને સાંખ્યની મોક્ષસ્થિતિમાં જે ચિત્સ્વરૂપ અને આનંદસ્વરૂપ મોક્ષ કલ્પાયેલો છે, તેમાં પણ મુક્ત આત્મા ગુણવાળો હોય છે, એ વાતનો સ્વીકાર થયેલો છે. આનંદ અને જ્ઞાનરૂપી ગુણો વગરનો મુક્ત આત્મા(દ્રવ્ય) કલ્પવો (જેમ ન્યાયે કલ્પ્યો છે તેમ) અશક્ય છે. સત્, ચિત્ અને આનંદ કે જે સાંખ્ય અને વેદાંત પ્રમાણે મોક્ષનું સ્વરૂપ છે, તે ગુણો મુક્ત આત્માના છે અને તેનાથી છૂટા પાડી શકાય જ નહિ એ એક નક્કર હકીકત છે કે-પોતાના વિશિષ્ટ ગુણો વગરનું દ્રવ્ય કલ્પી શકાય નહિ અને આધારભૂત દ્રવ્યથી ભિન્ન ગુણની કલ્પના થઈ શકે નહિ, તથી મુક્તાત્માનો અર્થ 'મુક્તિરૂપી ગુણવાળો આત્મા' એવો થાય છે. આ બાબત પર અહીં થોડો વિચાર કરીશું.

ગુણો સામાન્ય અને વિશિષ્ટ એમ બે જાતના હોય છે. મુક્તાત્માના સામાન્ય ગુણો એટલે બીજા બધા સત્પદાર્થોના સામાન્ય ગુણો જેમ કે અસ્તિત્વ, વસ્તુત્વ, પ્રમેયત્વ ઇત્યાદિ. સર્વજ્ઞના ચાર ગુણો અનંત દર્શન, અનંત જ્ઞાન, અનંત ચારિત્ર (વીતરાગતા) અને અનંત વીર્ય કે જે અર્હત્ અને સિદ્ધ બંનેમાં છે, તે આત્માના વિશિષ્ટ ગુણોમાં આવી જાય છે. હવે સિદ્ધાત્માના વિશિષ્ટ ગુણો તે અનંત સુખ, નિરંજનત્વ, નિષ્ક્રિયત્વ, નિષ્કષાયત્વ, નિરોગત્વ, નિર્વેદત્વ, નિર્નામત્વ, નિર્ગોત્રત્વ, નિરાયુષ્કત્વ ઇત્યાદિ છે. આ ગુણોની ગણતરીમાં દૃષ્ટિભેદે ઓછુંવત્તું થઈ શકે છે. ધારો કે કોઈ માણસ અભેદ નયની દૃષ્ટિએ વિચારે છે, તો તેને સિદ્ધના અનંતદર્શનાદિ ચાર ગુણો જ મુખ્ય લાગે છે. (આ દૃષ્ટિએ કેવળીને સિદ્ધસ્વરૂપી કહેવાય છે) જ્યારે બીજા માણસો વિશેષ-ભેદ-નયની દૃષ્ટિએ

જુએ છે, તેમને સિદ્ધના ગુણો સંખ્યાની દૃષ્ટિએ અનંત લાગે છે. ( આ દૃષ્ટિએ જોનારને મધ્યમ રુચિ કહેવાય છે. )

## આઠ ગુણો

સિદ્ધનું સ્વરૂપ સમજવા માટે તેમના આઠ ગુણોનો પારચય મેળવવો આવશ્યક છે. તે ગુણો આ પ્રમાણે છેઃ

(૧) **ક્ષાયિક સમ્યક્ત્વ અને વીતરાગતા.** મોહનીય કર્મ કે જેના વિષે કેટલીક ચર્ચા આપણે આગળ કરી ગયા છીએ, તેના બે પ્રકારો છેઃ (૧) દર્શનમોહનીય અને (૨) ચારિત્ર મોહનીય. તેમાં દર્શન મોહનીય કર્મ આત્માના તત્ત્વશ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ ગુણનું આવરણ કરે છે અને ચારિત્ર મોહનીયકર્મ આત્માની વીતરાગ દશામાં અંતરાય ઊભો કરે છે. આ બંને કર્મોનો સંપૂર્ણ ક્ષય થતાં આત્મામાં જે ગુણો પ્રકટ થાય છે, તેને અનુક્રમે ક્ષાયિક સમ્યક્ત્વ અને વીતરાગતા કહેવામાં આવે છે.

(૨) **અનંતજ્ઞાનઃ** જ્ઞાનાવરણીય કર્મનો સંપૂર્ણ ક્ષય થતાં આત્માને કેવળજ્ઞાન પ્રકટ થાય છે, જેનાથી તે જગતૂના સર્વ પદાર્થોને વિશેષતાપૂર્વક પ્રત્યક્ષ જાણી શકે છે. આ ગુણને અનંતજ્ઞાન કહેવામાં આવે છે.

(૩) **અનંતદર્શનઃ** દર્શનાવરણીય કર્મનો સંપૂર્ણ ક્ષય થતાં આત્માને કેવળદર્શન પ્રકટ થાય છે, જેનાથી તે જગતૂના સર્વ પદાર્થોને સામાન્ય ધર્મથી જાણી શકે છે. આ ગુણને અનંત દર્શન કહેવામાં આવે છે.

(૪) **અનંતવીર્યાદિ પંચ ક્ષાયિક લબ્ધિઓ.** દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, “ઉપભોગાંતરાય અને

વીર્યાંતરાય એ પાચ પ્રકારના અતરાય કર્મનો ક્ષય થતા આત્મામા જે પાચ પ્રકારની શકિતઓ (Powers) ઉત્પન્ન થાય છે, તેને અનતવીર્યાદિ પાચ ક્ષાયિક લબ્ધિઓ કહેવામા આવે છે

(૫) **અરૂપીપણુ** નામકર્મનો સપૂર્ણ ક્ષય થતા આત્મા સર્વ સ્થૂલ રૂપમાંથી મુકત બનીને અરૂપીપણાને પ્રાપ્ત કરે છે આ અરૂપીપણુ અતીંદ્રિય હોવાથી ઇંદ્રિયગ્રાહ્ય અનુભવમા આવી શકતુ નથી સિદ્ધમા કોઇ પ્રકારની સ્થૂલતા ન હોવાને લીધે તેઓ એક જ સ્થળે ગમે તેટલી સખ્યામા સ્થિતિ કરી શકે છે

(૬) **અક્ષય સ્થિતિ**–આયુષ્ય કર્મનો સપૂર્ણ ક્ષય થવાને લીધે સિદ્ધના જીવોને જન્મ, જરા કે મરણાવસ્થા હોતી નથી એટલે તેઓ અનત કાળ સુધી પોતાની શુદ્ધ સ્થિતિમા કાયમ રહે છે.

(૭) **અગુરુ-લઘુત્વ**–ગોત્ર કર્મનો સપૂર્ણ ક્ષય થવાને લીધે આત્મામા ઊચા-નીચાપણુ રહેતુ નથી વળી તેનામા ગુરુત્વ કે લઘુત્વ પણ રહેતા નથી. જો ગુરુત્વ હોય તો તે લોઢાના ગોળાની પેઠે નીચે પડી જાય અને જો લઘુત્વ હોય તો પવનના સપાટાથી જેમ આકડાનુ તૂલ હવામા ઊડયા કરે છે, તેમ તે હવામા ઊડયા કરે

(૮) **અવ્યાબાધ સુખમય સ્થિતિ**–વેદનીય કર્મનો સપૂર્ણ ક્ષય થવાને લીધે આત્મામા અસાયોગિક અનત આનદની જે સ્થિતિ પ્રકટે છે, તેને અવ્યાબાધ સુખમય સ્થિતિ કહેવામા આવે છે. જે સુખ કે આનદ પુદ્ગલના સયોગથી પ્રકટે છે, તેને સાયોગિક સુખ કે સાયોગિક આનદ કહેવામા

આવે છે. તેમાં બાધાનો સંભવ છે, પણ જે સુખ અસાંયોગિક છે, એટલે કે આત્માના સહજ સ્વભાવરૂપ છે, તેમાં બાધા થવાનો સંભવ નથી.

## કેટલાંક અસાધારણ મંતવ્યો

આ રીતે સિદ્ધાત્મા જડ કર્મોની અસરથી સંપૂર્ણ અસ્પૃષ્ટ હોય છે. હવે આપણે સિદ્ધ પરત્વેનાં કેટલાંક મંતવ્યો તપાસીએ કે જે બીજાને કંઇક અસાધારણ લાગે તેવાં છે.

(૧) સૌથી પહેલું તો એ કે સિદ્ધાત્મા એ નિત્યપુરુષ છે. આનો અર્થ એમ સમજવાનો છે કે જીવાત્માને ચોક્કસ સમયે સિદ્ધત્વ પ્રાપ્ત થાય છે અને તે શાશ્વત રહે છે. જીવ કદાપિ ફરીવાર અમુક્ત (મુક્ત દશાથી ચ્યુત) બની સંસારમાં જન્મ લઈને બધ્ધ બનતો નથી. સદાશિવ પંથવાળાઓ એમ કહે છે કે એક સો કલ્પ પછી જગત્ શૂન્ય બને છે અને સિધ્ધ ફરીથી જગત્માં અવતાર લે છે. એ માન્યતાનું આ સિદ્ધાંત વડે નિરસન થાય છે.

(૨) છેલ્લા જન્મમાં આત્માનું દેહપરિમાણ જેટલું હોય છે, તે સિદ્ધાવસ્થામાં જરા ઓછું થાય છે. નૈયાયિકો એમ માને છે કે આત્મા વિશ્વના અંતિમતમ છેડા પર્યન્ત વ્યાપ્ત છે. જેવી રીતે પ્રકાશ સર્વવ્યાપી છે, તેવી રીતે સિદ્ધનો આત્મા સર્વવ્યાપી છે. પરંતુ પ્રકાશનો દાખલો જીવને લાગુ પાડી શકાય નહિ, એવી દલીલથી જૈનો નૈયાયિકોના આ વાંધાને દૂર કરે છે. વ્યાપકત્વ એ પ્રકાશનો ધર્મ છે, પરંતુ જીવનો ધર્મ નથી. જીવના શરીરનું મોટા હોવું કે નાના હોવું, તેનો આધાર જીવ ઉપર નથી, પરંતુ કર્મના સંબંધ ઉપર છે, માટે મુક્ત જીવના સ્વભાવમાં એવું કશું પણ નથી કે જેથી તે સર્વવ્યાપી બને.

(૩) સિદ્ધત્વ પ્રાપ્ત થતા મુક્તાત્માને ઊર્ધ્વગતિ પ્રાપ્ત થાય છે, એટલે તે લોકના અગ્રભાગે આવેલી સિદ્ધશિલા ઉપર પહોચી જાય છે અને ત્યાં સદાકાલ સ્થિતિ કરે છે આ મતની વિરુદ્ધ કેટલાક એવો પ્રશ્ન પૂછે છે કે–ઊર્ધ્વ ગતિમાન સિદ્ધને ઊંચે સિદ્ધશિલા પર શા માટે જવુ પડે? અને જે સ્થળે સિદ્ધત્વ પ્રાપ્ત થયુ હોય, ત્યા શા માટે ન રહે? તેનો ખુલાસો જૈનો આ પ્રમાણે આપે છે

ખૂબ જાડા લેપવાળુ તુબડુ પાણીમા નીચે પડયું રહે છે, પણ લેપ ખસી જતા જ પૂર્વના ઊંચે રહેવાના સ્વભાવના કારણે તે ઊંચે જાય છે, તેમ જીવ પણ પોતાના ઊંચે જવાના સ્વભાવના કારણે ઊર્ધ્વગતિવાળો થાય છે અથવા જીડવામા રહેલુ એરડબીજ જીડવું ફૂટી જતા જ ઊડીને બહાર નીકળે છે, તેમ કર્મબધન દૂર થતા જ જીવ ઊર્ધ્વગામી બને છે. અથવા આગની જ્વાલા પવનના ઝપાટાથી આમતેમ ડોલાયમાન થાય છે, પરતુ પવનનો ઝપાટો દૂર થતા તે તદ્દન નિશ્ચલ અને ઊર્ધ્વશિખ બન્યા કરે છે, તેમ બધનથી મુક્ત થયેલો જીવ ઊર્ધ્વગામી બને છે

સિદ્ધો જે સ્થળે સ્થિતિ કરે છે તે લોકના અગ્રભાગ ઉપર છે અને ત્યા ઊર્ધ્વગતિથી પહોચે છે, પરતુ ત્યાથી આગળ જઈ શકતા નથી, કારણ કે ત્યા ગતિસહાયક ધર્મ નામના દ્રવ્યનો અભાવ છે બીજા શબ્દોમા કહીએ તો સિદ્ધશિલાની ઉપરના ભાગમા અલોક આવેલો છે કે જ્યા અનત અવકાશ સિવાય બીજુ કઈ જ નથી, એટલે તેમા ગતિસહાયક કે સ્થિતિસહાયક(અધર્મ) દ્રવ્યો નથી અને તે કારણે સિદ્ધોનો તેમા પ્રવેશ થઈ શકતો નથી

રાખીને જ સિદ્ધનું માનવસ્વરૂપ કલ્પવામાં આવ્યું છે. સિદ્ધના માનવસ્વરૂપનું વિવેચન નિશ્ચયનયથી (તાત્વિક દૃષ્ટિથી) કરીએ તો સિદ્ધ નિરાકાર છે, અતીન્દ્રિય છે અને અમૂર્ત છે અને વ્યવહાર નયથી જોતાં સિદ્ધ પુરુષાકાર છે. એમ કહેવાય છે કે સાધક સાધનાના અંતે, જ્યારે 'શરીરોપાંગ'ને દૂર કરે છે, તે વખતે તેનું શરીર પરિમાણમાં જરા નાનું થઈ જાય છે અને સાધકાવસ્થાની છેલ્લી ભૂમિકામાં કાર્મણ શરીરનાં પુદ્ગલો પણ છૂટી જાય છે, એટલે સિદ્ધ એક 'છાયાપુરુષ' જેવો દેખાય છે. સ્વાભાવિક રીતે જ 'છાયાપુરુષ'નું પરિમાણ ઓછું જ હોય. પરંતુ સિદ્ધત્વપ્રાપ્તિ પછી સિદ્ધને આવું છાયા શરીર નથી હોતું. એ તો લૌકિક દૃષ્ટિએ સિદ્ધનું વર્ણન કરવું હોય, તો તે જાણે છાયા–શરીરવાળા છે, તેમ કહેવું પડે, એટલું જ.

એવી જ રીતે, અગુરુલઘુત્વમાં પણ ઘણાને જે વિરોધાભાસ દેખાયો છે, તેનો પરિહાર થઇ શકે છે. સિદ્ધનું છેલ્લું શરીર (કે જેને અમે છાયાશરીર કહ્યું છે) વ્યવહારુ દૃષ્ટિએ વજનવાળું નથી, તેમજ હળવું પણ નથી. એટલે ભૌતિક પદાર્થોને લાગુ પડતી ગુરુ–લઘુની કલ્પનાવડે જ સિદ્ધનું અગુરુલઘુત્વ, પ્રાકૃત માણસોને સમજાવવામાં આવે છે, એ કાંઇ ખોટું નથી. કોઈ પણ ભૌતિક પદાર્થ કાં તો ભારે છે અથવા હળવો છે, માટે જ સિદ્ધને જ્યારે આપણે અગુરુલઘુ કહીએ છીએ, ત્યારે તે ભૌતિક પદાર્થથી ભિન્ન છે, એમ કહેવાનો આશય છે. અમારા આ ખુલાસાને કેટલાક જૈન તત્ત્વજ્ઞાનીઓનાં લખાણનો આધાર છે. એમના કહેવા પ્રમાણે સિદ્ધને ગોત્રકર્મ હોતું નથી, અર્થાત્ ઉચ્ચ નીચના લૌકિક ભેદો લાગુ પાડી શકાતા નથી.

એવી જ રીતે સિદ્ધની ઊર્ધ્વગતિનો ખુલાસો થઇ શકે છે.

સામાન્ય રીતે ગતિ ભૌતિક પદાર્થોમા જ જોવાય છે, એટલે વ્યવહાર નય પ્રમાણે આનો ખુલાસો કરવો જોઇએ. સસાર-માથી ખૂબ ઊંચે ચાલ્યા જવાની સિદ્ધની ગતિ એમ સૂચવે છે કે તેનો સ્વભાવ આધ્યાત્મિક પ્રકારનો હોવાથી સર્વ સસારી વસ્તુઓના સ્વભાવથી અત્યત ભિન્ન છે અને સિદ્ધશિલા પર સ્થિતિ કરવી, એ એમ સૂચવે છે કે-જગતથી તે ભિન્ન છે-જગતની ઘટનાઓથી તે અત્યત અલિપ્ત અને અસ્પૃષ્ટ છે તથા સિદ્ધના નિત્યત્વમા કાળની અપેક્ષા હોવાનો જે ભાસ થાય છે. તે બરાબર નથી, કારણ કે આત્મ-તત્ત્વ ખરી રીતે કાલાતીત છે. એવી જ રીતે અવગાહનના ગુણ પરત્વે પણ સમજવુ છે

નિશ્ચયનયથી અને વ્યવહારનયથી સિદ્ધત્વના લક્ષણો આ પ્રમાણે બતાવી શકાય નિશ્ચયનય પ્રમાણે સિદ્ધ એક શુદ્ધ આત્મા છે, પરંતુ આત્મા શુ કહેવાય અને આધ્યાત્મિકતા શુ કહેવાય? એ સમજવામા જો મુશ્કેલી નડતી હોય તો વ્યવહાર-નયનો આશ્રય લ્યો ભૌતિક આકારવાળી વસ્તુને સમજવામા મુશ્કેલી નડતી નથી હવે ધારો કે સિદ્ધને પણ આકૃતિ છે કે જે ધુમ્મસના ઢગલા જેવી લાગે છે, પણ તેમા સ્થૂલતા બીલકુલ નથી વજનદાર વસ્તુને સમજવામા મુશ્કેલી નડતી નથી હવે ધારો કે સિદ્ધ વજનમા ભારે નથી, તેમજ હળવા પણ નથી ગતિમાન વસ્તુને સમજવામા મુશ્કેલી નડતી નથી આવી વસ્તુ આપણા તરફ આવે છે અથવા તો આપણાથી દૂર જાય છે હવે ધારો કે સિદ્ધ જાય છે દૂર, સુદૂર, આ સસારથી ઘણે જ દૂર ચાલ્યા જાય છે. સિદ્ધશિલા ઉપર બેઠેલા સિદ્ધની કલ્પના કરો, જગતથી તે અસ્પૃષ્ટ છે કાળપ્રવાહમા ટકી રહેનાર વસ્તુને સમજવામા મુશ્કેલી નડતી નથી હવે

કલ્પના કરો કે આ કાળપ્રવાહની અસરથી સિદ્ધ અસ્પૃષ્ટ છે અને ખરી રીતે કાલાતીત છે. છેલ્લું, આપણા સામાન્ય અનુભવમાં આપણે જોઈએ છીએ કે એક વસ્તુ આકાશમાં જગા રોકે છે અને બીજી વસ્તુને તે જ જગા રોકતાં અટકાવે છે. હવે એવી કલ્પના કરો કે એક સિદ્ધ બીજા સિદ્ધોને તે જ સ્થળ પર સ્થિતિ કરતાં અટકાવતા નથી, એટલે એક જ સ્થળ પર તમામ સિદ્ધો સ્થિતિ કરી શકે. આ ઉપરથી જોઈ શકાશે કે જે રીતે આપણે ભૌતિક પદાર્થોનો અનુભવ લઈએ છીએ અથવા તેમને સમજી શકીએ છીએ, તે જ અર્થમાં સિધ્ધાવસ્થાને સમજવી જોઈએ નહિ. પરંતુ ભૌતિક ઉપમાઓના પ્રયોગવડે, ક્રમેક્રમે, આપણને સિદ્ધનાં લક્ષણો જાણવામાં અનુકૂળતા પડે છે, એટલું જ. તત્વતઃ આ ઉપમાઓ પણ ભ્રામક છે, કારણ કે સિદ્ધ તો એક શુદ્ધ અને અમૂર્ત આત્મા છે.

ઉપરોક્ત ચર્ચા પરથી જૈન દૃષ્ટિએ મોક્ષવિચાર વેદાંતી મોક્ષવિચારથી કેટલો બધો જૂદો પડે છે, તે સ્પષ્ટ જણાઈ આવે છે. વેદાંત મતે, બ્રહ્મ બધા ભેદોથી મુક્ત છે, પર છે. બ્રહ્મમાં 'સ્વગતભેદ' પણ નથી. સત્, ચિત્ અને આનંદ—આ ત્રણ ગુણધર્મો બ્રહ્મના કહેવાય છે ખરા, પણ વસ્તુતઃ એ ગુણો નથી, તેમજ એકબીજાથી ભિન્ન પણ નથી. વેદાંત પ્રમાણે, બ્રહ્મ નિર્ગુણનિર્ધર્મક અખંડ એકરસ સચ્ચિદાનંદસ્વરૂપ છે, તેથી સત્, ચિત્ અને આનંદ મૂળમાં એક જ છે. તેથી ઊલટું જૈન સિદ્ધાંત એવો છે કે, ચેતના, આનંદ વગેરે ગુણો **વસ્તુતઃ** મુક્તાત્મામાં છે. જો કે આધારભૂત દ્રવ્ય વગર ગુણનું અસ્તિત્વ નથી, છતાં ગુણથી ભિન્ન દ્રવ્યને કલ્પી શકાય છે. તદુપરાંત જૈનો કહે છે કે, એક જ દ્રવ્યના આ ગુણધર્મો હોવાથી એક રીતે આ ગુણો એકરૂપ હોવા છતાં

મુક્તાત્માના ગુણધર્મોનુ પૃથક્ પૃથક્ અસ્તિત્વ છે, એટલુ જ નહિ પણ ગુણો એક બીજાથી પૃથક્, પણ છે ઉદાહરણ તરીકે અનત વીર્ય અને અનતદર્શન એક નથી, અને અનતજ્ઞાન તે અનતસુખ નથી આ રીતે અમુક અશે સિદ્ધમા 'સ્વગતભેદ' છે.

બ્રહ્મ એક અને અદ્વિતીય હોવાથી, તેનાથી પર બીજુ કોઇ તત્ત્વ નથી બ્રહ્મમા સજાતીય ભેદ નથી, કારણ કે એકથી વધારે બ્રહ્મો કિવા નિત્યમુક્ત આત્માઓ નથી આથી ઊલટુ, જૈનો એમ માને છે કે દરેક જીવ, બીજા જીવથી પૃથક્ છે, નહિતર એકના મોક્ષથી બધાનો મોક્ષ થઇ જાત અને એક જીવ બદ્ધ હોય તો બધા જીવો બદ્ધ બને અને કોઇ મુક્ત હોય નહિ જીવાત્માઓ વસ્તુત પૃથક્ છે જો કે સમાન ગુણ-ધર્મોની દૃષ્ટિએ તેઓ એક કહી શકાય મોક્ષાવસ્થામા પણ જીવોનુ પાર્થક્ય રહે છે મુક્ત જીવને સજાતીય ભેદ રહે છે એટલે કે બીજા મુક્ત જીવોથી તેનુ સ્વતત્ર અસ્તિત્વ છે એક રીતે નૈયાયિકો, વૈશેષિકો, સાખ્યો અને યોગ મતવાળાઓ, જૈન સિદ્ધાત પ્રમાણે નિર્દિષ્ટ કરાયેલી મુક્તિને સ્વીકારે છે અને અદ્વૈતવાદને નહિ માનનાર વેદાતીઓ પણ અમુક અશે તેમા સહમત થાય છે

વેદાતમતે, બ્રહ્મ સિવાય બીજુ કોઇ તત્ત્વ નથી. તે સદા-મુક્ત છે. તેનો બધ, મુક્ત અને દૃશ્યરૂપે પ્રતીત થવુ, આ બધુ આભાસમાત્ર છે કેવળ બ્રહ્મ જ છે અને બીજુ કશુ નથી તેનાથી જુદુ કોઇ સજાતીય નથી, તેમ વિજાતીય પણ નથી સાખ્ય અને યોગવાળાઓ આ એકાતિક અદ્વૈતવાદને નકારે છે અને પ્રકૃતિની સ્વતત્ર સત્તાને સ્વીકારે છે નૈયાયિકો અને વૈશેષિકો પણ એવી જ રીતે ભૂત, કાલ, દિશા અને જડ

પરમાણુઓને સ્વતંત્ર તત્ત્વો તરીકે સ્વીકારે છે. જૈન સિદ્ધાંતમાં અનંત જીવો ઉપરાંત અજીવદ્રવ્યો છે, જેવાં કે પુદ્‌ગલ, કાળ, આકાશ, ધર્મ અને અધર્મ. એમ મનાય છે કે મોક્ષાવસ્થામાં પણ આ અજીવ દ્રવ્યોનો, જીવાત્માને, પોતાથી તે દ્રવ્યો સ્વતંત્ર છે અને સત્ય છે, એવો અનુભવ થાય છે. કોઈ માણસ એવી અટકળ બાંધી શકે છે કે આવાં વિજાતીય દ્રવ્યોનાં અસ્તિત્વનો સ્વીકાર કરવાથી, તેની અસર સિદ્ધત્વનાં લક્ષણો નક્કી કરવા ઉપર પણ પડી હોય. સિધ્ધ છાયા જેવા છે, તેને ઊર્ધ્વ ગતિ છે, તેની સિદ્ધશિલા પર સ્થિતિ છે, તે અગુરુલઘુ છે અને તેનું સિધ્ધત્વ અનંતકાળ પર્યંત છે. આવી બાબતો બીજાને સમજાય તેવી નથી લાગતી, પણ તેનું મૂળ કારણ એકથી વધારે દ્રવ્યોનો સ્વીકાર હોય, એમ અનુમાન થાય છે. ગમે તેમ હો, સિધ્ધ પરત્વેના જૈન સિધ્ધાંતમાં જેમ સ્વગત ભેદ–સજાતીય ભેદ જોવામાં આવે છે, તેમ વિજાતીય ભેદ પણ સ્વીકારેલો દેખાય છે.

સિધ્ધ એટલે કર્મ બંધનોથી અને સર્વ ભૌતિક અસરોથી અત્યંત મુક્ત એવો આત્મા. કર્મનાં બંધનોથી મુક્ત થાય ત્યારે સિધ્ધને અનત આનંદ, અનંત સામર્થ્ય, અનંત જ્ઞાન અને અનંત દર્શન આપોઆપ સિધ્ધ થાય છે. તેનું જિન એવું નામ પણ છે, કારણ કે કર્મરૂપી ભયંકર શત્રુ પર તેણે જય મેળવ્યો છે. બાધ્ધોએ પણ આવા જ પ્રયોજનથી બુદ્ધને જિનનામ આપ્યું છે. બૌદ્ધો બુધ્ધને 'સુગત' પણ કહે છે; પરંતુ સિદ્ધને પણ 'સુગત' કહી શકાય, એમ જૈનો કહે છે. કારણ કે 'સુ' એટલે સર્વોત્તમ વસ્તુઓ, સિધ્ધને 'ગત એટલે પ્રાપ્ત થયેલી છે. આ સર્વોત્તમ વસ્તુઓમાં શુદ્ધ જ્ઞાન હોઈ શકે અથવા સર્વોત્તમ ગતિની પ્રાપ્તિ હોઇ શકે. સર્વોત્તમ

ગતિ એટલે સંપૂર્ણ સ્વાતંત્ર્ય અથવા પરામુક્તિની સ્થિતિ. આ સ્થળે એ જાણવું રસપ્રદ થશે કે ચુસ્ત વૈદિક દર્શનોમાં ઈશ્વરને જે નામો અપાયા છે, તે માંહેના કેટલાક નામો સિદ્ધના પણ છે હવે જૈનો બતાવી આપે છે કે-સિદ્ધનું તત્ત્વત લક્ષણ પરમાત્માના જેવું હોય છે, માટે તે પરમાત્મા કહેવાય છે. સિદ્ધ સર્વજ્ઞ હોવાથી તેમને લોક અથવા વિશ્વના તમામ પદાર્થોનું જ્ઞાન અને 'અલોક' એટલે શૂન્યવત્ આકાશનું જ્ઞાન પણ હોય છે શુદ્ધજ્ઞાનની શક્તિ વડે તે કેમ જાણે લોક અને અલોક બન્નેમાં વ્યાપ્ત હોય તેવું લાગે છે, માટે તેને યોગ્ય રીતે વિષ્ણુ પણ કહી શકાય છે તે અનંત આનંદયુક્ત છે અને તેની તૃપ્તિને સીમા નથી, કિંવા તે સદા આત્મતૃપ્ત છે. ઇન્દ્રિયસુખ તેને કોઇ દિવસ આનંદ આપી શકે નહિ અને ઊર્વશી, રંભા અને તિલોત્તમા જેવી સ્વર્ગની અપ્સરાઓ સિદ્ધને કદાપિ આકર્ષી શકે નહિ, કારણ કે આ બધી 'અબ્રહ્મ' વસ્તુઓ છે માટે જ સિદ્ધ 'પરમ બ્રહ્મ' તરીકે પૂજાય છે સિદ્ધને સર્વજ્ઞતા, અનંત દર્શન, અનંત આનંદ અને અનંત વીર્ય સહસિદ્ધ થયા છે દેવેન્દ્ર-ઇન્દ્રો પણ સિદ્ધત્વની ઈચ્છા કરે છે અને સિદ્ધની સેવા-પૂજા કરવા સદા તત્પર રહે છે. જો સિદ્ધને એવી સેવાની અપેક્ષા હોય તો, માટે જ સિદ્ધને ઇશ્વર અથવા સર્વ દેવોના દેવ-દેવાધિદેવ કહેવામાં આવે છે જૈનો સિદ્ધને 'શિવ' કહે છે, કારણ કે પરામુક્તિરૂપી પરમ કલ્યાણની પ્રાપ્તિ તેને થઇ છે. પરામુક્તિ એ જ પરમ શિવપદ છે, સર્વ સંસારી દુ ખોનો અંત છે અને શુદ્ધ અનંત જ્ઞાનસ્વરૂપ છે.

## સ્ત્રીઓનો મોક્ષાધિકાર

મુક્તિ વિચારણાનું સમાલોચન આપણે પૂરું કરીએ તે પહેલા એક સમીક્ષા કરવી જરૂરની લાગે છે. સ્ત્રીઓ મુક્તિની

કરવામાં કે સંકેલવામાં અથવા બીજી રીતે ગોઠવવામાં પણ હવાના સૂક્ષ્મ જંતુઓનો નાશ થાય છે; તેથી વસ્ત્રધારણ નૈતિક કૃત્ય ન હોઇ શકે અને સ્ત્રીઓને તો કપડાં પહેર્યાં વગર ચાલે જ નહિ, તેથી તેઓ મોક્ષની અધિકારિણી નથી. આંતર-બાહ્ય, સર્વ વસ્તુઓના ત્યાગરૂપી જે સંયમ છે, તે જ મોક્ષદ્વાર છે. હવે વસ્ત્રધારણમાં વસ્ત્રોને સાચવવાની ચિંતા, ફાટે ત્યારે ટાંકા મારવાની ને થીગડાં મારવાની ઉપાધિ, ધોવાની કે રંગવાની ખટપટ અને ચોરાઇ જાય ત્યારે માનસિક ક્ષોભ, આવી બધી જંજાળ છે. આ બધું બતાવે છે કે વસ્ત્રધારણ સંયમને સહાયક નથી, પરંતુ ચોક્કસ રીતે વિરોધી છે. માટે સ્ત્રીઓ કે જેને માટે વસ્ત્રધારણ અનિવાર્ય છે, તેઓ મોક્ષની અધિકારિણી બની શકતી નથી.

બીજી તરફ, શ્વેતાંબરો કહે છે કે–મોક્ષ–એટલે કોઇ પણ વ્યક્તિમાં અનંત જ્ઞાન, સુખ વગેરેનો આવિર્ભાવઃ સ્ત્રીઓ સાતમી નરકે જઇ શકતી નથી એટલે કે તે પાપતમ પ્રવૃત્તિઓ કરી શકતી નથી, પરંતુ આધ્યાત્મિક વિકાસની પૂર્ણતાએ પહોંચી શકે નહિ, એમ કહેવું અર્થહીન છે. જેનામાં ગુણપ્રકર્ષનો અવકાશ હોય, તેનામાં દોષનો પ્રકર્ષ હોવો જ જોઇએ, એવો નિયમ નથી. જેમકે તદ્ભવ મુક્તિગામી જીવો, મોક્ષે જવાને લાયક છે, તેથી તેમનામાં નરકે જવાની યોગ્યતા હોવી જ જોઇએ, એમ કહી શકાય નહિ.

"સ્ત્રીઓ મોક્ષની અધિકારિણી છે, કારણ કે પુરુષોની પેઠે, સ્ત્રીઓ પણ મોક્ષનું સાધન કરી શકે છે." રત્નત્રય એટલે કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક ચારિત્ર; એની પ્રાપ્તિ એ મોક્ષનું અમોઘ સાધન છે. રત્નત્રય સ્ત્રીઓ પણ પ્રાપ્ત કરી શકે છે, એ નિર્વિવાદ હકીકત છે. જન્મજાત નપુંસકો

રત્નત્રય પ્રાપ્ત કરી શકતા નથી, માટે તેવા નપુંસકોનો મોક્ષ-નથી શાસ્ત્રાજ્ઞા એવી છે કે-ગર્ભવતી સ્ત્રી અથવા દૂધ પીતા બાલકવાળી સ્ત્રી સાધ્વી થઇ શકે નહિ આ ઉપરથી પણ જણાશે કે સ્ત્રીઓ સાધ્વી થઇ શકે છે, થવાનો હક્ક ધરાવે છે સાધ્વી સંઘમાથી અમુક પ્રકારની સ્ત્રીઓને બાતલ રાખ-વામા પણ આવે છે અત્યારે પણ એવી સ્ત્રીઓ જોવામા આવે છે કે જેમણે કેશલુંચન કર્યું હોય અને હાથમા પિચ્છ, કમંડલુ વગેરે (યતિઓ વાપરે છે તે) ધારણ કર્યા હોય તો આ પરથી સ્પષ્ટ થાય છે કે સ્ત્રીઓ સાધ્વી થઇ શકે છે. સ્ત્રીઓ હંમેશા પુરુષોથી ઉતરતી કોટીની જ હોવી જોઇએ, એવો કાઇ નિયમ નથી જે સો વરસથી દીક્ષા લીધેલ સ્ત્રી, તરત દીક્ષા લીધેલ પુરુષને વંદનાદિ કરે, એવી શાસ્ત્રાજ્ઞા છે, તેમ અર્હત્‌ની માતા જેવા સ્રીરત્નોને દેવતાઓ પણ પૂજે છે, તેવા પણ ઉલ્લેખો શાસ્ત્રમા છે સ્ત્રીઓને લબ્ધિ અથવા ઋદ્ધિઓ પ્રાપ્ત થઇ શકતી નથી એ વાત પરથી એમ પુરવાર થતુ નથી કે તેઓ મોક્ષની અધિકારિણી નથી અર્હત્‌ના સમયના કેટલાક મહાનુભાવ ક્ષત્રિય રાજાઓને અને મહામુનિઓને પણ આવી ચમત્કારિક શક્તિઓ (લબ્ધિઓ) પ્રાપ્ત થઈ નહોતી, છતા તેમના મોક્ષમાર્ગમા અંતરાય નડચો નહોતો. આત્મસાધનના સત્યમાર્ગ પર જો કોઇપણ સ્ત્રી હોય તો તે સ્ત્રીને સિદ્ધત્વની પ્રાપ્તિ થઇ શકે છે અને તેમ હોવામા કશુ અજુગતુ પણ નથી શરીરબળની દૃષ્ટિએ સ્ત્રીને અબલા કહેવામા આવે છે, તે પણ વજૂદવાળી દલીલ નથી શરીરબળ ઉપર મુક્તિનો આધાર નથી સમ્યક્ત્વ, જ્ઞાન વગેરે પર મુક્તિનો આધાર છે રત્નત્રયસંપન્ન એવો પુરુષ પણ કોઈ સ્ત્રીથી બળના મુકાબલે હારી જાય છે, છતા તે મોક્ષનો

ઉલ્લેખો બાઈબલમાં મળી આવે છે. તે ઉપરથી જણાય છે કે-ખ્રીસ્તી ધર્મની શરૂઆતમાં સ્ત્રીઓને પુરૂષોથી જુદા સાધ્વી સંઘમાં દાખલ કરવામાં આવતી હતી. વળી કાલાંતરે જ્યારે બેનેડીક્ટ નામના સાધુએ સંઘમાં જરૂરી સુધારાઓ દાખલ કર્યા; ત્યારે સ્ત્રી પણ અધ્યાત્મના માર્ગે જઇ શકે છે, એ વાત ભૂલી જવામાં નહોતી આવી. ઉલટું તે બાબત પર વધારે લક્ષ આપવામાં આવ્યું હતું. આનું પરિણામ એ આવ્યું કે-બેનેડીક્ટની બહેન સ્કોલેસ્ટીકાએ ખ્રીસ્તી સંઘના ઇતિહાસમાં બહુ અગત્યનો ભાગ ભજવ્યો હતો, એટલું જ નહિ પણ સમાજ પર તેની ખૂબ ઊંડી અસર પડી હતી અને તેના 'ધર્મ-વારસદારોએ' પણ એવો જ ભાગ ભજવ્યો હતો. એટલે સ્ત્રીઓ પણ આત્માનો ઉત્કૃષ્ટ વિકાસ સાધી મુક્તિની અધિકારણી બની શકે છે, એમ શ્વેતાંબર જૈનોનું દૃઢ મંતવ્ય છે.

## આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ.

સિદ્ધ એટલે આત્માના શુદ્ધતમ સ્વરૂપનો આવિર્ભાવ. તે સંસારી જીવોથી અને સંસાર ઘટનાઓથી તદ્દન અસ્પૃષ્ટ અને નિરાળા હોય છે, તેથી જે સત્યોનો સાક્ષાત્કાર તેમને થયો છે, તે સત્યોનો ઉપદેશ કરવા માટે તે આ જગત્માં પ્રવૃત્ત થતા નથી. જીવ અને અજીવ તત્ત્વોનો ઉપદેશ કરનાર જો કોઇ જ ન હોય, તો પ્રાકૃત માનવીઓનો ઉદ્ધાર શી રીતે થાય? એવી સ્થિતિમાં જગત્ની અવશ્યંભાવી સર્વતોમુખી અવનતિ થાય કે જેમાંથી માનવ જાતિને બચાવી લેવા માટે અર્હત્ છે. સિદ્ધની પેઠે, અર્હત્ પણ અપેક્ષાએ પૂર્ણપુરુષ છે. પણ જે કાર્ય સિદ્ધને કરવાનું હોતું નથી, તે અર્હત્ કરે છે, કેમકે તે હજુ દેહધારી છે. પીડાતા પ્રાણીઓ

પ્રત્યે અર્હત્‌ને અપાર કરુણા છે અને તીર્થંકરનામકર્મની પુણ્યપ્રકૃતિથી પ્રેરાઈ, સાક્ષાત્કૃત્યોનો ઉપદેશ કરવાનુ સ્વય-નિમિત્તે ધર્મકાર્ય કરે છે લોકોના નૈતિક અને ધાર્મિક ઉદ્ધાર માટે વ્યવહારુ પગલા લેવા વધારે જરૂરી છે, એ દૃષ્ટિથી અર્હતે પોતાના કાળમા શુ માનવ, શુ દેવ, કે શુ સાધુ તમામ જીવો માટે સમવસરણના દ્વારને ખુલ્લા મૂક્યા હતા જો અર્હત્‌ની પછી મહાન ધર્મગુરુઓ ન થયા હોત તો, અર્હતના નિર્વાણ પછી તેમના ઉપદેશોને જાળવી રાખવાનું અને તેનો સાચો અર્થ કરવાનુ કાર્ય લગભગ અશક્ય બની જાત આ મહાન્ ધર્મોપદેશકો જૈન સમાજમા, આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ તરીકે ઓળખાય છે તેમનામા અર્હતોએ ઉપદેશેલો આચારધર્મ બરાબર રીતે પળાએલો જોવામા આવે છે તેમનુ ધર્મકાર્ય ( mission ) એ છે કે-અર્હતોએ પ્રકટ કરેલા મહાન્ સત્યો લોકોમા પ્રસારવા આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ કેવળ ઉપદેશ જ કરતા નથી, પરંતુ ઉપદેશને આચારમા મૂર્તિમત કરી બતાવે છે

પાચ આચારો પાળે તે આચાર્ય કહેવાય છે, અને બીજાઓ પણ તે આચારો પાળે એમ ઇચ્છી ઉપદેશ કરે છે પાચ આચારો આ પ્રમાણે છે.-

( ૧ ) દર્શનાચાર -સર્વજ્ઞકથિત હેય, જ્ઞેય અને ઉપાદેય તત્ત્વો ઉપર યથાર્થ શ્રદ્ધા તે દર્શન તેને પમાડનાર, પુષ્ટ કરનાર તથા શુદ્ધ કરનાર આચાર, તે દર્શનાચાર જેમકે-નિ:શકતા, નિ કાક્ષતા, ઉપબૃહણા, વાત્સલ્ય વગેરે

( ૨ ) જ્ઞાનાચાર -જિનોક્ત તત્ત્વોનો યથાર્થ બોધ તે

સમ્યગ્જ્ઞાન. તેને પમાડનાર, પુષ્ટ કરનાર તથા વૃદ્ધિ પમાડનાર આચાર, તે જ્ઞાનાચાર; જેમકે-કાળ, વિનય, બહુમાન, ઉપધાન, વગેરે.

(૩) ચારિત્રાચાર:-સાવદ્ય એટલે પાપકારી વ્યાપારનો સર્વથા ત્યાગ તે ચારિત્ર. તેને અનુકૂળ આચાર તે ચારિત્રાચાર, જેમકે-ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, મનોગુપ્તિ વગેરે.

(૪) તપાચાર-જેનાથી કર્મનાં બંધનો ક્ષય પામે અને આત્મા શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ કરે, તે તપ. તેને પોષક પ્રવૃત્તિ તે તપાચાર. જેમકે અનશન, ઊનોદરી વગેરે બાહ્ય તપ અને પ્રાયશ્ચિત, વિનય વગેરે અભ્યંતર તપ.

(૫) વીર્યાચાર:—વીર્ય એટલે બળ અથવા સામર્થ્ય. ઉપરના ચાર આચારો પાળવા માટેનું બળ કેળવવું, તે વીર્યાચાર કહેવાય છે.

જૈન શાસ્ત્રો આચાર્યમાં છત્રીસ ગુણો હોવાનું માને છે. પાંચ ઈંદ્રિયોનો જય કરવો. બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન કરવું, ક્રોધ, માન, માયા (કપટ) અને લોભથી મુકત રહેવું તથા પાંચ મહાવ્રતો, પાંચ આચારો, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન કરવું, એ છત્રીસ ગુણો કહેવાય છે. એવા છત્રીસ છત્રીસ ગુણોની અનેક છત્રીસીઓ છે; જેમાં બીજા વિવિધ ગુણો ગણેલા છે. તે ઉપરાંત ધર્મ સંઘની દેખરેખ રાખવી અને દોરવણી કરવી, એ પણ તેમનું કર્તવ્ય મનાય છે.

**ઉપાધ્યાય** જેમની સમીપે (ઉપ) રહેવાથી શ્રુતનો લાભ (અધ્યાય) થાય તે ઉપાધ્યાય કહેવાય છે. તેમનું સ્થાન આચાર્યથી ઉતરતું અને સાધુથી ચડિયાતું ગણાય છે. જૈન શાસ્ત્રો તેમનામાં ૨૫ ગુણો હોવાનું આ પ્રકારે માને છે: (૧) આચાર

(૨) સુયગડ (૩) ઠાણુ (૪) સમવાય (૫) વિયાહપણ્ણતિ (ભગવતી સૂત્ર) (૬) નાયધમ્મ કહા (૭) ઉવાસગદમા (૮) અંતગડ દસા (૯) અણુત્તરોવવાઇયદમા (૧૦) પણ્હાવાગરણ અને (૧૧) વિવાહસૂય એ અગિયાર અંગોનુ અધ્યયન કરવું ને કરાવવુ તે અગિયાર ગુણ, તથા (૧) ઉવવાઈય (૨) રાયપસેણઇય, (૩) જીવાજીવાભિગમ, (૪) પન્નવણા, (૫) સુરપન્નત્તિ, (૬) જંબૂદીવપન્નત્તિ, (૭) ચંદપન્નતિ (૮) નિરયાવલિયા (૯) કપ્પવડંસિયા, (૧૦) પુપ્ફિયા, (૧૧) પુપ્ફચુલિયા, (૧૨) વણ્હિદસા એ બાર ઉપાંગોનુ અધ્યયન–અધ્યાપન તે બીજા બાર ગુણ તે ઉપરાત ચરણ (ચારિત્ર) અને કરણ (ક્રિયા)નુ પાલન કરવુ, તે બીજા બે કરણ. આ રીતે કુલ ૨૫ ગુણો ધરાવે, તે ઉપાધ્યાય કહેવાય છે

**સાધુ:** જે ત્યાગી બનીને મોક્ષમાર્ગની સાધના કરે તે સાધુ કહેવાય છે જૈન શાસ્ત્રો તેમનામાં ૨૭ ગુણો હોવાનુ માને છે, તે આ રીતે પાચ મહાવ્રતોનુ પાલન, રાત્રિભોજનત્યાગ, છ કાયના જીવોની રક્ષા, પાચ ઇંદ્રિયોનો સંયમ, પ્રમાદના ત્યાગપૂર્વક સંયમયોગોનુ એટલે પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિનુ પાલન, ત્રણ અકુશલ મન વચન કાયાનિરોધ, નિર્લોભતા, ક્ષમા, ચિત્તશુદ્ધિ, વસ્ત્ર વગેરેની શુદ્ધ પડિલેહણા, તથા પરીષહો સહન કરવા અને ઉપસર્ગોને સમભાવે વેઠી લેવા.

સાધુ આરાધના–પરાયણ હોય છે અનેક પ્રકારની તપશ્ચર્યારૂપી બાહ્ય સંયમ અને ધ્યાનરૂપી આતરસંયમની આરાધનામા લીન હોય છે આરાધનાસંપન્ન સાધુ મોક્ષમાર્ગે પ્રગતિ કરે છે અને છેવટે પરમમુક્તિ મેળવે છે.

આચાર્ય, ઉપાધ્યાય અને સાધદ્વારા

ધર્મસંદેશ જીવંત રખાય છે અને વ્યવહારાય છે. આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ લોકોને યોગ્ય ઉપદેશ કરે છે. આત્માનું સાચું સ્વરૂપ અને તેની દિવ્યતાનો સાક્ષાત્કાર સિધ્ધને કાયમ હોય છે, પરંતુ તે વિષે સિધ્ધ કશું બોલતા નથી. અર્હત્ પણ અંશે સિધ્ધના જેવાજ હોય છે, પરંતુ અમુક સમય સુધી ધર્મોપદેશ કરે છે. સિદ્ધ ઇશ્વરસ્વરૂપ છે, પણ તે જગત્થી નિરાળા રહે છે અને પ્રવચનદ્વારા કોઈ સત્યને પ્રકટ કરનારા નથી. અર્હત્ એ 'તત્ત્વ'ને પ્રકટ કરનાર અને પ્રાણીઓના પ્રમાણભૂત જગદ્ગુરુ છે, પરંતુ તે દરેક યુગમાં હોતા નથી. અર્હત્ના ઉપદેશમાં કેવળ સત્ય જ સમાયેલું હોય છે. આ ઉપદેશોને શ્રદ્ધાપૂર્વક માનવા જોઇએ, એટલું જ નહિ પણ તે પ્રમાણે આચરવું જોઇએ. તદુપરાંત, પ્રામાણિક જિજ્ઞાસુઓને તે ઉપદેશોનું રહસ્ય સમજાવવું જોઇએ. આ રીતે જ અર્હત્નો ઉપદેશ જાળવી શકાય. ખરેખર, આ જ કર્તવ્ય આચાર્યોનું, ઉપાધ્યાયોનું અને સાધુઓનું છે. આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ અર્હત્નો શાશ્વત સંદેશ જીવંત રાખે છે, તેથી ખ્રીસ્તીધર્મમાં જેમ 'પવિત્ર આત્મા'-રૂપી ત્રિમૂર્તિનું ત્રીજું તત્ત્વ મનાયું છે, એવું તેમના માટે કહી શકાય. (પંચપરમેષ્ઠીને ત્રણમાં આ રીતે ગોઠવી શકાય. પ્રથમ (૧) અર્હત્, પછી (૨) સિધ્ધ અને (૩) બાકીના ત્રણ. આમ થઈને ત્રિમૂર્તિની ગણના થઇ શકે.) ખ્રીસ્તી ધર્મને માટે એમ કહેવામાં આવ્યું છે કે જ્યારે બીજા ધર્મોમાં વ્યક્તિગત આત્મવિકાસ અને આત્મસાક્ષાત્કાર પર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે, ત્યારે ખ્રીસ્તી ધર્મ શરૂઆતથી જ સમાજધર્મ એટલે સંઘધર્મ છે. ખ્રીસ્તી ધર્મનો ઝોક કેવળ વ્યક્તિ તરફ નહિ, પરંતુ સમાનધર્મી તમામ ભાઈઓ તરફ

છે, તે માટે તો પ્રથમથી જ ચર્ચ એટલે ધર્મસંઘની સ્થાપના તે ધર્મે કરી ચર્ચ શબ્દના અર્થમા મોટા ફેરફારો થયા છે અને આજે આપણે 'કથોલીક ચર્ચ' અને 'યુનીવર્સલ ચર્ચ' (તમામ માનવજાતનો સંઘ) એવા શબ્દપ્રયોગો જોઇએ છીએ. ખ્રીસ્તી લોકોએ, તે ધર્મના આસ્તિક લોકોનો એક સંઘ કર્યો તો ખરો, પણ આ સંઘવડે સામાન્ય લોકોનું જે ધાર્મિક સંગઠન થયું, તે આતરિક કરતા બાહ્યરૂપનું વધારે હતુ શરૂઆતના ખ્રીસ્તી ધર્મમા, ભિક્ષાદાન એક મહાન્ પુણ્યકાર્ય તરીકે તમામ આસ્તિક ખ્રીસ્તીઓએ કરવું જોઈએ, એવું વિધાન હતુ અને આ માટે જે રકમો એકઠી થાય, તે સંઘના 'મોટેરાઓ' (Elders) પાસે રહેતી અને તે ગરીબોમા યોગ્ય રીતે વહેચાતી ધર્માદા ખાતાઓ મોટેરાઓ પાસે રહેતા, તેથી આ મોટેરાઓ તેમના અનુયાયીઓ પર કડક શિસ્તનો દાબ રાખતા આ અનુયાયીઓ તેમની પાસે ભિક્ષાદાન લેવા માટે જતા પ્રથમ તો, ધર્મોપદેશ દેવાનું કામ આ મોટેરાઓનુ ન હતુ, તેથી શરૂઆતના ધર્માધિકારીઓ ઉપદેશ કરવાને બદલે સત્તાધિકાર જ ભોગવતા ચર્ચના આ મોટેરાઓ તથા સામાન્ય લોકસમૂહ વચ્ચેનો સંબંધ નિકટ નહિ પણ કૃત્રિમ હતો તેથી ઉલટુ અહીં, આચાર્ય, ઉપાધ્યાય વગેરેનો સંબંધ આસ્તિક જેનો સાથે ગાઢ હતો

શ્રદ્ધાળુ જૈન શ્રાવકો, ખ્રીસ્તી લોકોની પેઠે દ્રવ્યલોભથી આચાર્ય અને ઉપાધ્યાય તરફ આકર્ષાતા નથી. આચાર્યો અને ઉપાધ્યાયો તેમની પાસે આવેલ લોકોની ક્ષુધાને તૃપ્ત કરે છે, પરંતુ આ ક્ષુધા દેહની નહિ પણ આત્માની હોય છે. શરૂઆતના ખ્રીસ્તી ધર્મના મોટેરાઓ પેઠે, આ આચાર્યો વર્તતા નહિ. ઉલટુ, આચાર્યો અને ઉપાધ્યાયો, આત્મ-સાધના અને ધર્મોપ-

દેશને જ પોતાનું પ્રધાન કર્ત્તવ્ય માનતા. તેથી લોકો સાથેનો તેમનો સંબંધ વધારે આંતરિક, વધારે ઊંડો અને બળવાન, તથા વધારે આધ્યાત્મિક પ્રકારનો હતો.

જૈન સમાજના આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓનું કર્ત્તવ્ય ધર્મોપદેશ કરવાનું હોવાથી જ્ઞાન, સંયમ અને ચારિત્ર કેળવવા તરફ તેમનું લક્ષ વધારે હોય છે. જૈનો આત્મજ્ઞાન અને સદાચારનું મૂલ્ય એટલે બધું સમજે છે, કે જૈનેતરમાં પણ સાચું આત્મજ્ઞાન અને સદાચાર જોવામાં આવે તો તેને સત્કારવા તેઓ તત્પર થાય છે. છેલ્લો મંત્ર એનો પ્રબલ પુરાવો છે. ' नमो लोए सव्वसाहूणं । ' એમાં એવો ધ્વનિ છે કે જૈન હો કે જૈનતર હો, જે મુમુક્ષુમાં સર્વ પાપના ત્યાગ-રૂપ સદાચાર છે, તે પૂજાર્હ છે. આ બહુ વિશાળ દૃષ્ટિ છે, ઉદાર ચિત્તવાળી દૃષ્ટિ છે, પક્ષપાત રહિત દૃષ્ટિ છે કે જે પ્રત્યેક સાચા ધર્મનો પાયો હોવો જોઈએ. અમુક જ માણસો આત્મજ્ઞાનના અધિકારી છે, એમ વૈદિક દર્શનો માને છે. બૌદ્ધધર્મમાં જરા વિશાળ દૃષ્ટિ છે, છતાં તે કહે છે કે–સાચો બૌદ્ધ તે છે કે જે ધર્મ અને સંઘને માનવા ઉપરાંત બુદ્ધને માને છે. ઇસ્લામના પ્રશંસકો એમ કહે છે કે ઇસ્લામમાં વિશાળ દૃષ્ટિ છે, પરંતુ ખરીરીતે તે ધર્મમાં માનનારાઓ પૂરતી જ આ દૃષ્ટિ રાખવામાં આવેલ હોવાથી એક રીતે મર્યાદિત છે. ખ્રિસ્તી ધર્મનો દાવો છે કે તે ઉદાર ભાવનાવાળો છે અને તે ધર્મે સ્થાપેલ ચર્ચ universal એટલે તમામ માણસ જાતને માટે કરાયેલો છે, પણ ખ્રીસ્તીધર્મના દશ્ય ચર્ચ (બાહ્યપણે જોવામાં આવતાં ચર્ચ)માં અનેક સંપ્રદાયો અને ફાંટા પડી ગયા છે કે જે પરસ્પર વિરોધી છે. એ બતાવી આપે છે કે ' અદૃશ્ય ' ચર્ચ (એટલે કે ધર્મનું સાચું તત્ત્વ)નો ' દશ્ય ' ચર્ચ સાથે બરા-

બર મેળ નથી આપણામાં ધર્મનો દેહ અને ધર્મનો આત્મા એવી જે કલ્પના છે, તેના જેવુ. તેના ધર્મનો દેહ એટલે બાહ્યાચાર. ધર્મનો આત્મા એટલે ધર્મતત્ત્વ. એટલા માટે જ કોઇ પણ ખ્રીસ્તી ધર્મનુ 'દશ્ય' ચર્ચ સાચી રીતે 'સાર્વજનિક' ચર્ચ બની શકે નહિ અને અનુભવ એમ કહે છે કે–બધા ચર્ચોનો સમાહાર કરીને એક સાર્વજનિક ચર્ચ ઊભું કરવાનુ અશક્ય જણાયુ છે દરેક ચર્ચને સિદ્ધાતની બાબતમા જૂદા જૂદા પૂર્વગ્રહો અને મતવ્યો હોવાથી સાર્વજનિક ચર્ચ ઊભુ કરવામા અતરાય નડે છે આત્મજ્ઞાન અને શુદ્ધતમ સદાચાર એ ધાર્મિકતાના સાચા લક્ષણ ગણાવા જોઇએ એટલે કે ધાર્મિક માણસમા તે પ્રધાનપણે જોઇએ સાધુ ગમે તે સ્થળનો હોય, ગમે તે જાતિમા ઉત્પન્ન થયો હોય, ગમે તે ધર્મનો હોય છતા તે પૂજાર્હ છે, એવી જૈનોની માન્યતા જૈનધર્મમા સાચી તાત્ત્વિક અને સાર્વજનિક ઉદારદષ્ટિ રહેલી છે, એનુ પ્રમાણ પૂરુ પાડે છે



# પ્રકરણ ૩

## નમસ્કાર

જૈન સિદ્ધાંત પ્રમાણે, મહામંત્રમાં પંચપરમેષ્ઠીઓનાં પૂજનનું વિધાન છે અને ગત પ્રકરણમાં અમે બતાવી ગયા છીએ, તે પ્રમાણે આ મંત્રમાં અનંતશક્તિ છે. આ મંત્રથી, ઐહિક સુખની પ્રાપ્તિ થાય છે, એટલું જ નહિ પણ પારલૌકિક ગતિ માટે પણ ઉપકારક છે. હવે આ છેલ્લા પ્રકરણમાં, તાત્વિકદૃષ્ટિએ આપણે મંત્રશક્તિનો વિચાર કરીશું, પણ પ્રથમ વ્યવહારમાં તેની ઉપયોગિતાનો પ્રશ્ન ઉકેલીશું.

મહામંત્રનાં છેલ્લાં ચાર પદો આવાં છે :–

(૧) પંચપરમેષ્ઠિઓને કરાયેલો આ નમસ્કાર
(૨) સર્વ પાપોનો નાશ કરે છે.
(૩) અને સર્વ મંગલોમાં
(૪) પ્રથમ મંગલ છે.

જેમાં કાંઇપણ પ્રયોજન અથવા ફલ ન હોય તેવી વસ્તુમાં કોઇને કશો રસ હોતો નથી, એ નિયમને અનુસરી પ્રયોજન તથા ફલની દૃષ્ટિએ મહામંત્રનો વિચાર કરવાનો રહે છે. સામાન્ય રીતે મંત્રના શબ્દોમાં જ પ્રયોજન તથા

ફલનો નિર્દેશ કરાયેલો હોવો જોઇએ અને તો જ મ ત્ર સ પૂર્ણ ગણાય મ ત્રમા "સર્વ પાપોનો નાશ કરે છે" એવા જે શબ્દો છે, તે મહામ ત્રનુ પ્રયોજન બતાવે છે તમામ ધાર્મિક ક્રિયાઓનુ પ્રયોજન એ છે કે-સર્વ પાપોનો નાશ થાય હવે મહામ ત્રના ફલ પરત્વે વિચાર કરીએ ફળ બે જાતના પ્રાપ્ત થાય છે એક તો પરોક્ષ અને બીજા પ્રત્યક્ષ પરોક્ષફળના પણ બે ભેદ છે. (૧) પારમાર્થિક અને (૨) લૌકિક.

મહામ ત્રનુ પારમાર્થિક ફળ એવુ છે કે-જેથી સર્વ કર્મોનો ક્ષય થઈ જાય છે એમ કહેવાય છે કે-મહામ ત્રનુ અનુષ્ઠાન સ પૂર્ણ અને વિધિયુક્ત ન થયુ હોય તો પારમાર્થિક ફળ કદાચ તે જ ભવે ન મળે, તો પણ બીજા ભવમા તેને સદ્‌ગતિ પ્રાપ્ત થાય અથવા 'શુચીના શ્રીમતા ગેહે' જન્મ થાય પણ પાપી મનુષ્ય કે ક્રૂર તિર્ય ચ તરીકે તો તેનો પુનર્જન્મ ન જ થાય

મહામ ત્રનુ અનુષ્ઠાન આ જન્મ પૂરતુ જ ઉપયોગી છે, એમ નહિ પણ બીજા જન્મે ઉપર્યુક્ત પારમાર્થિક ફળની પ્રાપ્તિ માટે એક પૂર્ણ તૈયારીરૂપ પણ છે પ્રથમ તો, મહા મ ત્રના જપવડે, માણસને સદાચારી જીવનની યોગ્યતા પ્રાપ્ત થાય છે વળી શાસ્ત્ર કહે છે કે મહામ ત્રના જપથી ઐહિક જરૂરીયાતો પૂર્ણ થવા માટે નડતા અ તરાયો દૂર થાય છે, એટલે કે તેને આ જન્મમા પણ યોગ્ય અર્થપ્રાપ્તિ થાય છે બીજુ કામપ્રાપ્તિ એટલે કે પ ચેન્દ્રિયોના વિષયોની પ્રાપ્તિ થાય છે આ કામપ્રાપ્તિ ધર્મ અને નીતિના પાલન પૂરતી જ હોય તદુપરાત મહામ ત્રનો જપ આરોગ્યપ્રદ છે આરોગ્ય પણ ધર્માચરણનુ એક સાધન ગણાય છે અભિરતિ અથવા ચિત્તશાતિ પણ મ ત્રજપનુ ફળ ગણાય છે. જપવડે થયેલી ચિત્તશુદ્ધિથી

સાધકનું ચિત્ત સ્થિર બને છે અને મોહનીય કર્મોનો ક્ષય કરવા માટે તે ઉપયોગી નીવડે છે. અધ્યવસાયશુદ્ધિ (વિચારણાની શુદ્ધિ) થતાં, ચાર ઘાતી કર્મોનો ક્ષય અને ક્રમશઃ કેવળજ્ઞાનની પ્રાપ્તિ એ પરોક્ષ ફળ છે.

ઐહિક જીવનમાં મહામંત્ર કેવી રીતે ફળ આપી શકે? કેમકે સિદ્ધો અને અર્હંતો અત્યારે આ જગત પર વિદ્યમાન નથી અને જગતની ઘટનાઓમાં તેમને કશો પણ રસ નથી, તેથી તેમની ગમે તેટલી પ્રાર્થના કરો, તેઓ પ્રાર્થનાથી આર્દ્ર બનીને ભક્તોને યાચિત વસ્તુઓ આપશે નહિ. આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ, ભક્તોની વચમાં રહેતા હોય તો પણ, તેઓ વરદાનો આપવાની બાબતમાં રસ ધરાવતા નથી, કારણ કે વરદાનો તો ઐહિક વાસનાની તૃપ્તિ અર્થે છે અને પોતાની ખાતર કે પોતાના ભકતોની ખાતર આ ખટપટમાં તેઓ ઉતરતા નથી. તેઓ કેવળ અધ્યાત્મપરાયણ હોવાથી ઐહિક વસ્તુઓથી પર રહે છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે–મહામંત્રમાં પૂજાસ્થાને સ્થાપેલા પંચ પરમેષ્ઠિઓ પોતાના ભકતો તરફ ઐહિક દયા–વૃત્તિ કે ઐહિક દાનવૃત્તિ દાખવતા નથી. જો આમ હોય તો, ઐહિક જીવનમાં સુખપ્રાપ્તિઅર્થે દરેક પ્રાણી જેને માટે આતુર હોય છે, તે સુખરૂપી ફળ મહામંત્રથી મળશે ખરું? અને મળશે તો તે કેવી રીતે? પંચ પરમેષ્ઠીઓ તો આ બાબત તદ્દન ઉદાસીન છેઃ તેથી આપણે ખુદ મહામંત્રના શબ્દો તરફ ફળપ્રાપ્તિ અર્થે વળીએ. ટૂંકામાં, મહામંત્રનું શબ્દોચ્ચારણ જો બરાબર રીતે કરાયેલું હોય, તો શુભ ફળ પ્રાપ્ત થશે અને ઐહિક સુખ પણ મળશે.

મહામંત્ર વાંચ્છિત વસ્તુઓને આપે છે, એમ માનવું તે શ્રદ્ધાનો વિષય છે. તેથી કેવળ ઇન્દ્રિયજન્ય અનુભવોની

પ્રણાલિકાએ આ વિષયનો વિચાર કરવો તદ્દન અશક્ય છે, માટે મહામંત્રના જપથી ઐહિક સિદ્ધિઓ મળે છે કે નહિ, એ પ્રશ્નની શાબ્દિક ચર્ચામાં અમે ઉતરીશું નહિ છતાં આ શ્રદ્ધાની પાછળ કોઇ તાત્ત્વિક આધાર છેકે નહિ તે તપાસવાનું અસ્થાને નહિ ગણાય આ બાબતમાં બૌદ્ધ મતને ધ્યાનમાં રાખીને અમે વિષય નિરૂપણ કરીશું કટ્ટર શૂન્યવાદી બૌદ્ધોનું એવું માનવું છે કે શબ્દોને વાચ્ય વસ્તુની સાથે કશો સંબંધ નથી શબ્દ એ વિચારદ્યોતક વસ્તુ ( concept ) છે અને વાણીમાં વ્યક્ત થાય છે વિચારદ્યોતક સંજ્ઞાનું ખરું અસ્તિત્વ નથી સત્પદાર્થ તો એને જ કહેવાય કે જેનામાં અર્થક્રિયા કારિત્વ હોય 'પાણી' એવો જે શબ્દ છે, તે એક વિચારની સંજ્ઞા છે અને વસ્તુની સાથે તેનો કશો સંબંધ નથી પાણીનો શબ્દોચ્ચાર માત્ર, કોઈની તરસ છીપાવી શકશે નહિ વળી પાણી શબ્દથી, એક અભાવવાચક સંજ્ઞા આપણા મગજમાં ઉત્પન્ન થાય છે, અર્થાત્ પાણી સિવાય બધી વસ્તુઓનો તે અભાવ સૂચવે છે. મૂળ અભાવદ્યોતક શબ્દ 'પાણી', તેની સાથે આપણે બીજા વિચારોને ભેળવી દઇને, 'આ પાણી છે' એવો વ્યવહાર કરીએ છીએ. વસ્તુત શબ્દને વસ્તુની સાથે કશો સંબંધ નથી જો શબ્દ અને તદ્વાચ્ય અર્થ વચ્ચે ખરેખર સંબંધ હોત, તો 'અગ્નિ' શબ્દ અને તે દ્વારા વાચ્ય 'આગનો ભડકો' એક બની જઈ આપણી જીભને બાળી મૂકત જે સ્થળે એ શબ્દોચ્ચાર કરાયો હોય તે સ્થળ ભડકે બળતું હોત અથવા તે સ્થળમાંથી "આગ! આગ!" એવા શબ્દોચ્ચારો સતત નીકળતા હોત! આમ શબ્દ અને વસ્તુ વચ્ચે સંબંધના અત્યંતાભાવ ઉપરથી તો એમ જ ફલિત થાય કે–મહામંત્ર (જે આખરે શબ્દસમૂહ છે) કોઇપણ ઈચ્છિત ફળ

આપવાને અશક્ત છે, પરંતુ આ ઉદ્દામ બૌદ્ધ શૂન્યવાદ એક વાત ભૂલી જાય છે કે શબ્દને વાચ્ય-વાચક સંબંધ તો છે જ. નૈયાયિકો આ વાચ્ય-વાચક સંબંધ પર ખૂબ ભાર મૂકે છે અને તેઓ બતાવી આપે છે કે-શબ્દથી વસ્તુનું સૂચન થાય છે અને વસ્તુ તે શબ્દથી સૂચિત બને છે. નૈયાયિકમતે, ઈશ્વરે આ સંબંધને સ્થાપ્યો છે. દાખલા તરીકે 'જલ' શબ્દથી હંમેશાં પાણીનો જ નિર્દેશ થાય, અન્ય કોઈ વસ્તુનો નહિ. કોઈ એમ પ્રશ્ન પૂછી શકે છે કે નૈયાયિકોએ માનેલો આવો સંબંધ કેવળ સ્વચ્છંદે કરાયેલો અને કલ્પિત જ કેમ ન હોય ? અલબત્ત, આ સંબંધ સ્થાપવાનું કાર્ય નયાયિકોએ ઈશ્વરની ઇચ્છાને સોંપેલું છે, છતાં તેમના મતે, શબ્દ અને વસ્તુ વચ્ચેનો સંબંધ અમુક અંશે આવશ્યક તો છે જ, કારણ કે તેમણે માન્યું છે કે જડદ્રવ્યનું સૂક્ષ્મતમ સ્વરૂપ આકાશ છે અને આકાશનો ગુણ શબ્દ છે. સાંખ્યો ઈશ્વરવાદનો ઈન-કાર કરે છે અને શબ્દની તન્માત્રામાંથી શબ્દ ઉદ્‌ભવે છે, એમ માને છે આ રીતે તેઓ શબ્દ અને વસ્તુ વચ્ચેના સંબંધનું એક સૂચન કરે છે. મીમાંસાનો શબ્દની 'સ્વયં-નિત્યતા'નો સિદ્ધાંત, વેદાંતના બ્રહ્મવાદને મળતો આવે છે. મીમાંસકો એમ કહે છે કે-પદાર્થો અને તેના વાચક શબ્દો, બન્ને એક મૂળ નિત્ય શબ્દમાંથી ઉત્પન્ન થયા છે. આ દર્શનોમાં 'શબ્દ' સંબંધે ગમે તેટલો મતભેદ હોય, તો પણ તેઓ બધાં બૌદ્ધ શૂન્યવાદને તોડી પાડે છે અને કહે છે કે, શબ્દ અને વસ્તુ વચ્ચે ખરેખરો સંબંધ છે જ. જૈનોને પણ શબ્દ સંબંધી સિદ્ધાંત છે. જૈન દૃષ્ટિબિંદુ પ્રમાણે, શબ્દને વ્યવહારિક અર્થ છે અને તદુપરાંત તેનામાં જગતના તમામ પદાર્થોને વ્યક્ત કરવાની સ્વાભાવિક શક્તિ છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે-શબ્દ, માત્ર પોકળ

ધ્વનિ નથી શબ્દનો સ્વભાવ જ એવો છે કે તેથી કોઇ વસ્તુ વાચ્ય બને જૈન સિદ્ધાતનુ એક બીજુ તત્ત્વ એ છે કે-ભાષાના શબ્દો સત્તાવિહીન કે કોઇ પણ પદાર્થના ગુણરૂપ નથી પણ પૌદ્ગલિક દ્રવ્યરૂપ છે હવે પુદ્ગલ એ ભૌતિક રૂપી દ્રવ્ય છે બધા રૂપી પદાર્થો કે જે જ્ઞાનેન્દ્રિયના વિષયો બને છે, તે બધા પૌદ્ગલિક છે પુદ્ગલનુ એક રૂપાતર ભાષા-વર્ગણા બને છે જૈનતત્ત્વજ્ઞાનનો શબ્દસ્વરૂપનો સિદ્ધાત, મહામત્ર વાચ્છિતપ્રદ છે, એવી માન્યતાનુ સમર્થન કરે છે. તેનુ કારણ એ છે કે-મહામત્રના શબ્દો, તેના ઉચ્ચારણ દ્વારા કે જાપ વડે જીવને શુભ ભાવ ઉત્પન્ન થવામા નિમિત્ત બને છે શુભ ભાવથી શુભ કર્મના પુદ્ગલો આકર્ષિત થાય છે અને જાપ કરનાર આત્માની સાથે જોડાઇ જાય છે એ રીતે આત્મા સાથે જોડાયેલા શુભ કર્મના પુદ્ગલો, તેના વિપાકકાળે અથવા ઉદય વખતે, બીજા તેવા પ્રકારના પાદ્ગલિક શુભ પદાર્થોને ખેચી લાવે છે. એ દષ્ટિએ મહામત્રનો જાપ ઐહિક સુખલાભ અને તેની આવશ્યક બાહ્ય સામગ્રીને આપનાર પણ કહેવાય છે

આ મહામત્રનો જપ આધ્યાત્મિક સુખ અને પરમશાતિ આપે છે, એ તેનુ વિશેષ મહત્ત્વ છે જૈનમતે જીવાત્માના બધનનુ કારણ પૌદ્ગલિક આસ્રવ છે, અને તેની નિર્જરા કરવાથી પરમુક્તિ મળે છે હવે, સપૂર્ણ નિર્જરા થઈ શકે તે પહેલા, જીવાત્માએ વિચારી લેવુ જોઇએ કે અત્યાર સુધીમા કેટકેટલા કર્મોનો સમૂહ એકઠો થયેલો છે એ જાણ્યા પછી તેણે આસ્રવને બધ કરી દેવો જોઇએ અને પછી ક્રમશ પણ સચોટ રીતે નિર્જરા શરૂ કરવી જોઇએ નવો આસ્રવ અટકાવવાની જીવની પ્રથમ ક્રિયાને સવર કહે છે અને ક્ષય

કરવાની બીજી ક્રિયાને નિર્જરા કહે છે. સંવર અને નિર્જરા એ મોક્ષ-માર્ગનાં બે નિર્ણીત પગથિયાં છે. સંવર અને નિર્જરાવડે જીવાત્મા મોક્ષ તરફ પ્રગતિ કર્યે જાય છે. અને ધ્યાનવડે સંવર અને નિર્જરા થઈ શકે છે. એમ કહેવાય છે કે નમસ્કારનું ધ્યાન ધરવાથી તે બહુ જ સિદ્ધિપ્રદ બને છે અને આ જ તેનું ખરું અને શ્રેષ્ઠ મહત્ત્વ છે, પરંતુ આ વિશે આપણે વધુ ચર્ચા કરીએ તે પહેલાં, ધ્યાન પરત્વે થોડું કહીશું. ધ્યાનવડે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની વૃદ્ધિ થતી હોવાથી તે, સંવર અને નિર્જરામાં બહુ ઉપયોગી નિવડે છે. ધ્યાનસિદ્ધિ માટે ત્રણ વસ્તુઓ આવશ્યક છે: (૧) ધ્યાન કરનાર બરાબર ધ્યાનાભિમુખ હોવો જોઇએ. (૨) ધ્યાન સ્વયં ઉચિત પ્રકારનું હોવું જોઇએ. (૩) ઉચિત પદાર્થોનું ધ્યાન હોવું જોઇએ.

ધ્યાન ધરનારની ચિત્તવૃત્તિ (disposition) માટે એટલું જ કહેવાનું કે ધ્યાનનો વિષયભૂત પદાર્થ સારો કે ખરાબ, ચિત્તાકર્ષક કે અનાકર્ષક હો, ધ્યાન ધરનાર તેનાથી મૂઢ કે ચકિત બનવો જોઇએ નહિ, તેનાથી આકૃષ્ટ થવો જોઇએ નહિ, અથવા તો તેને દુઃસહતા ઉપજવી જોઇએ નહિ

## ધ્યાનના પ્રકારો.

ધ્યાનો ચાર પ્રકારનાં છે. (૧) આર્ત્ત, (૨) રૌદ્ર, (૩) ધર્મ, (૪) શુક્લ. પહેલાં બે પ્રકારનાં ધ્યાનો દુઃખપ્રાપ્તિ તરફ લઈ જાય છે અને છેલ્લાં બે પ્રકારનાં ધ્યાનો કર્મક્ષય તરફ લઈ જાય છે. આ ચાર મુખ્ય ધ્યાનોનાં ચાર ચાર અવાંતર પ્રકારો છે, તે આ પ્રમાણે:-

(૧) **આર્ત્તધ્યાન**—મોહમયી ઈચ્છાઓમાંથી તેનો ઉદ્-

ભવ છે એટલે કે તેમા મૂઢ આગ્રહો મુખ્યત્વે હોય છે. આર્ત્ત-ધ્યાનના ચાર અવાતર ભેદો આ પ્રમાણે છે (૧) ઇષ્ટપ્રણાશ અગે ઉત્પન્ન થતુ, (૨) અનિષ્ટના સપર્ક અગે ઉત્પન્ન થતુ, (૩) રોગના કારણે ઉત્પન્ન થતુ અને (૪) ભોગ્ય વસ્તુઓની ભોગતૃષ્ણાથી ઉત્પન્ન થતુ.

(૨) **રૌદ્રધ્યાન**—આ પોતાની આતર પાપમય પ્રવૃત્તિ-થી ઉત્પન્ન થાય છે. તેના અવાતર ચાર ભેદો છે (૧) હિસા સબધી રૌદ્રતાથી ઉત્પન્ન થતુ, (૨) અસત્ય બોલવા સબધી રૌદ્રતાથી ઉત્પન્ન થતું, (૩) સ્તેય સબધી રૌદ્રતાથી ઉત્પન્ન થતુ અને (૪) સગ્રારી વસ્તુઓના સગ્રહ સબધી રૌદ્રતાથી ઉત્પન્ન થતુ

(૩) **ધર્મધ્યાન**—ઉપર્યુક્ત બે ધ્યાનો કરતા, આ ધ્યાન જુદા જ પ્રકારનુ છે ધાર્મિક પ્રવૃત્તિઓ એ તેનો વિષય છે. અને પરોક્ષ રીતે આ ધ્યાન પરામુક્તિમા સહાયક બને છે. ધર્મધ્યાનના ચાર અવાતર ભેદો. આ પ્રમાણે છે -(૧) પોતાની મંદબુધ્ધિ હોવા છતા, પોતાને યોગ્ય ગુરુ ન હોવા છતાં, અને આત્માદિ પદાર્થો ઇન્દ્રિયાતીત હોવાથી તેનુ દર્શન તેને ન થયેલુ હોય છતા, સર્વજ્ઞ જિનભગવાન જે તત્ત્વો પ્રકાશિત કરી ગયા છે, તે સત્ય અને આત્મહિતકર છે તથા સર્વજ્ઞ કદાપિ અસત્ય કે અહિતકર ઉપદેશ ન જ આપે, એવી આસ્થા જ્યારે ધ્યાન ધરનાર રાખે છે, ત્યારે તેની શ્રદ્ધાનો આધાર જિનાજ્ઞા હોય છે અને 'અહો! કેવી કલ્યાણના એક માત્ર હેતુભૂત અદ્ભૂત જિનાજ્ઞા!' એમ કરી આજ્ઞાના સુંદર એકાગ્ર ચિતનમા ચઢે છે. આ જાતનુ ધર્મધ્યાન આજ્ઞાવિચય કહેવાય છે (૨) બીજો અવાતર ભેદ અપાયવિચય કહેવાય

છે. સર્વજ્ઞ જિને ઉપદેશેલા અધ્યાત્મ માર્ગનું અવલંબન નહિ કરનાર અને તેથી વિપરીત અઢાર પાપસ્થાનકોનું સેવન કરનાર આ જગતમાં કેટલો બધો દુઃખી થાય, તેનું ચિંતવન કરવું, એ અપાયવિચય કહેવાય છે. ( ૩ ) શુભાશુભ ફળો પોતાનાં કર્મોનું જ પરિણામ છે, એમ ચિંતવન કરવું, એ વિપાકવિચય છે અને ( ૪ ) લોકસ્વરૂપનો વિચાર કરવો, એ સંસ્થાનવિચય છે.

( ૪ ) **શુક્લધ્યાન**–શાંત અને સ્વસ્થ રીતે વસ્તુનો સ્વરૂપવિચાર અને અંતે યોગનિરોધ એ શુકલધ્યાન કહેવાય છે. તેના ચાર અવાંતર ભેદો છેઃ ( ૧ ) પૃથક્ત્વ–વિતર્ક–વિચાર. આ ધ્યાનમાં ધ્યાન કરનારને એક દ્રવ્યથી બીજા દ્રવ્યમાં સંક્રમણ એટલે કે અસ્થિરતા રહે છે. ( ૨ ) એકત્વ–વિતર્ક–અવિચાર. આમાં ધ્યાન સંપૂર્ણ સ્થિર બને છે. ( ૩ ) સૂક્ષ્મ–ક્રિયા–અપ્રતિપાતી. આ સ્થિતિમાં શરીરની સૂક્ષ્મક્રિયાઓ જ રહે છે; અને ( ૪ ) વ્યુપરત–ક્રિયા–અનિવૃત્તિ. આમાં સૂક્ષ્મક્રિયાઓ પણ શાંત પડી જાય છે. શુકલધ્યાન સૌથી ઉત્તમ ધ્યાન છે અને મોક્ષપ્રાપ્તિ અર્થે આવશ્યક છે.

## ચાર પ્રકારના આલંબનો

હવે ધ્યાનમાં લેવાના પદાર્થો અથવા આલંબનો પરત્વે વિચાર કરીએ. તેને અનુલક્ષીને ચાર પ્રકારનાં ધ્યાનો થાય છે. ( ૧ ) પિંડસ્થ, ( ૨ ) પદસ્થ, ( ૩ ) રૂપસ્થ, ( ૪ ) રૂપાતીત.

( ૧ ) **પિંડસ્થ ધ્યાનની** અંદર પાંચ પ્રકારની ધારણાઓ કરવાની હોય છે.-પાર્થિવી ધારણા કે જે પ્રથમ છે, તેમાં શાંત ક્ષીરસમુદ્રને કલ્પવામાં આવે છે. ત્યાર પછી તે સમુદ્રની વચમાં એક મોટું દેદીપ્યમાન કમળ, તે કમળની મધ્યમાં એક ઉચ્ચ સિંહાસન અને તે સિંહાસન પર પોતાને કર્મના

નાશ માટે વિશાજેલો કલ્પવામા આવે છે પછી બીજી ધારણા આગ્નેયી છે આગ્નેયી ધારણામા નાભિમા એક સુદર કમળ ચિતવાય છે, તે સોલ પત્રોવાળુ છે. તે પત્રો પર ચૌદ સ્વરો છે અને ત્યા 'અર્હ' એવો શબ્દ સ્થાપિત કરેલો છે એ શબ્દના રેફમાથી ધૂમાડો નીકળે છે, એમ ધ્યાન કરનાર ચિતવે છે બાદ અગ્નિની મોટી જ્વાળા કલ્પવામા આવે છે કે જે હૃદયમા ઊધા રહેલા આઠ કર્મરૂપ કમળને બાળી નાખે છે અને પોતાના આતર અને બાહ્ય શરીરોને પણ તે જ્વાળા બાળી નાખે છે, એમ ચિંતવાય છે આ પછી મારુતી ધારણા આવે છે આ ધારણામા ધૂળને ઉડાડી મૂકનારૂ મોટુ પવનનુ તોફાન કલ્પવામા આવે છે પછી વારૂણી ધારણામા પોતાના શરીરની કર્મરૂપી રજને મૂશળધાર વરસાદ વરસાવનારા વાદળા ધોઇ નાખે, એમ કલ્પવામા આવે છે અને તત્ત્વભૂ ધારણામા પોતાના આત્માને એક ઉત્તમોત્તમ પુરુષ, સર્વજ્ઞસદૃશ, અને સિહાસનસ્થ તથા સપ્તધાતુ વિનાનો અને પૂર્ણ ચદ્રના જેવી કાતિવાળો તથા સર્વ અતિશયોથી પ્રકાશિતરૂપે કલ્પવામા આવે છે

(૨) **પદસ્થ ધ્યાન**—પવિત્ર મત્રના પદોને અવલબીને આ ધ્યાન થાય છે.

(૩) **રૂપસ્થ ધ્યાન**—આ ધ્યાનમા દેવેન્દ્રો, રાજાઓ વગેરે ભક્તો અને શિષ્યોથી વિટળાયેલા અને જાણે કે અનેક સૂર્યોના સમૂહની કાતિવડે શોભતા હોય તેવા તથા પર્ષદાના સમૂહને ઉપદેશતા હોય તેવા સમવસરણસ્થ અર્હત્ કલ્પવામા આવે છે

(૪) **રૂપાતીત ધ્યાન**—આ સર્વોત્તમ ભૂમિકામાં ધ્યાનીને એવો સાક્ષાત્કાર થાય છે કે પોતે સિધ્ધોના જેવો અમૂર્ત અને નિરંજન, ચિદાનંદરૂપ છે.

## મહામંત્રનું ધ્યાન

ઉપર બતાવ્યા પ્રમાણે ધ્યાનનું સ્વરૂપ અને તેની પ્રક્રિયા છે. જૈન તત્ત્વવિચારકોનો એવો આગ્રહ છે કે—મહામંત્રનો કેવલ શબ્દોચ્ચાર ન કરતાં તેનું ધ્યાન ધરવું જોઈએ. જો કે તેનો શબ્દોચ્ચાર પણ સ્થાને જ છે, તેનું મહત્ત્વ પણ છે અને સિધ્ધિપ્રદ પણ છે, પરતુ તેની પૂર્ણ સિદ્ધિદાયકતા ઉપર બતાવેલા ઉત્તમોત્તમ ધ્યાન પર અવલંબે છે, તેથી તેનું ધ્યાન ઉત્તમ ગણાય છે.

મહામંત્રની પૂર્ણ સિધ્ધિ, નિરંતર પ્રયત્નની અપેક્ષા રાખે છે. તેનો આરભ ઉચિત રીતે થવો જોઇએ. યથાર્થ રીતે તેનું ધ્યાન ધરવું જોઇએ. આર્ત્ત અતે રૌદ્ર ધ્યાનમાં બને છે તેમ, તેમાં કષાયો રહેવા ન જોઇએ. ધ્યાનીનું ચિત્ત એ સર્વથી મુક્ત રહેવું જોઇએ. ધર્મધ્યાનથી, પ્રારંભિક સર્વ ક્રિયાઓ દ્વારા, ચિત્તને શુધ્ધ કરવું જોઇએ મહામંત્રનો એક મુખ્ય ઉદ્દેશ તો તેનો સાક્ષાત્કાર છે, આત્માને પરમેષ્ઠિમય કરવાનો છે અને એ હેતુ સિદ્ધ થાય તે માટે ધ્યાનીએ બાહ્ય જગત્‌થી પોતે અત્યંત અલિપ્ત છે અને સંપૂર્ણ રીતે આત્મનિષ્ઠ છે, એવી મનોભાવના કરવી જોઇએ. આને માટે પ્રથમ પિંડસ્થ ધ્યાન અને પછી મહામંત્રનું પદસ્થ ધ્યાન કરાય છે. આમાં '**नमो अरिहंताणं.**' આદિ પંચપરમેષ્ઠિઓના નમસ્કારનું ધ્યાન ધરવું જોઇએ, પછી

રૂપસ્થ ધ્યાન ધરાય છે આમાં દેદીપ્યમાન અને સર્વ શુભગુણયુક્ત અર્હત્‌ના રૂપનો સાક્ષાત્કાર થાય છે છેલ્લે રૂપાતીત ધ્યાન ધરવામાં આવે છે આમાં પોતે સિદ્ધસદૃશ, અશરીરી અને અમૂર્ત આત્મા છે, એવો સાક્ષાત્કાર થાય છે

## મહામંત્રની વ્યાપકતા

મહામંત્ર અને તેનો સાક્ષાત્કાર, જૈન ધાર્મિક ભાવનાના સર્વતોમુખી દ્યોતક છે. હવે ભારતના સામાન્ય માણસને મૂર્ત વસ્તુની પૂજા ઈષ્ટ છે, તેથી જો ઇશ્વરનું સ્વરૂપ એવું કલ્પવામાં આવે કે ઈશ્વર અનંત સામર્થ્યવાન, સુખયુક્ત અને અનંતજ્ઞાનવાન છે અને આરાધના કરનારથી બાહ્ય અને ભિન્ન છે, તો જૈનો બતાવી આપશે કે અર્હત્ જ આવા છે જો ઇશ્વરની કલ્પના એવી કરવામાં આવે કે તે શરીરધારી છે અને અલૌકિક ગુણોથી વિભૂષિત છે, તો જૈનો બતાવી આપશે કે અર્હત્ જ આવા છે અને જો ધાર્મિક ભાવના (spiritual disposition) ને પોષવા ખાતર ઇશ્વર-પયગંબર-રૂપે કલ્પવામાં આવે, શબ્દના પ્રકટ કરનાર તરીકે અથવા જગત્‌ગુરુ તરીકે કલ્પવામાં આવે, તો જૈનો બતાવી આપશે કે અર્હત્ જ તેવા છે તદુપરાંત, ધાર્મિક જીવનની જરૂરિયાત માટે મસીહ અથવા પયગંબરનો ઉપદેશ જીવંત ગણવો જોઇએ, એ પ્રમાણે વર્તન થવું જોઇએ અને આ બધું કરવા માટે ચર્ચ અથવા સ્વાર્થરહિત અને પ્રામાણિક શ્રદ્ધાળુઓના ધર્મસંઘની સ્થાપના કરવી જોઇએ, એમ જો આપણે માનતા હોઇએ તો જૈન આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ વ્યક્તિગત અને સમૂહગણે, આ જરૂરીઆતને પૂરી પાડી શકે છે. હવે બુદ્ધિગમ્ય ધર્મમાં, ઈશ્વરભાવના આવશ્યક હોય, અને ઇશ્વર

તેમ છતાં જે કોઈ આ પંચપરમેષ્ઠીઓનું પૂજન, સ્તવન, આરાધન કરે છે, તેનો જરૂર ઉદ્ધાર થાય છે-જાણે કે કુદરતનો જ આ નિયમ કે કાનૂન હોય! અગ્નિ પાસે જનાર મનુષ્ય ટાઢ ઉડાડવાનું ફલ મેળવે છે, અથવા વૃક્ષની છાયામાં જનાર પુરુષના તાપ દૂર થાય છે, તેમાં અગ્નિ કે વૃક્ષની પ્રસન્નતા કે નારાજી કારણભૂત નથી, કિન્તુ તે વસ્તુનો સ્વભાવ જ પોતાનું કાર્ય કરે છે. જૈનો માને છે કે પંચ-પરમેષ્ઠિઓની વિધિપૂર્વક ઉપાસનાથી ઉપાસકના રાગાદિ દોષો ક્ષીણ થાય છે અને જ્ઞાનાદિ ગુણો આવિર્ભાવ પામે છે. પર-મેષ્ઠિઓની વિધિપૂર્વક ઉપાસના તેને કહેવાય છે કે જેમાં, તેમના જેવા થવાની નિર્મળ બુદ્ધિથી, તેમનું ધ્યાન, સ્તવન, અર્ચન, આરાધન તથા આજ્ઞાપાલનાદિ કરવાનું હોય છે. જૈન આરાધનાનું આ સાચું સ્વરૂપ છે. તમામ ધાર્મિક આરાધ-નાઓનો અંતિમ અને સાચો હેતુ નિશ્ચય ધ્યાન કહેવાય છે, કે જેમાં મુમુક્ષુને પોતાના રૂપાતીત સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. અજીવ પદાર્થોથી જીવાત્મા અત્યંત ભિન્ન છે, એવી જે પ્રતીતિ થવી એ જ, આ અવશ્યંભાવી આત્મસાક્ષાત્કારનું, આત્મસ્વરૂપપ્રાપ્તિનું —ન્યાયની ભાષા વાપરીએ તો અનન્ય-સિદ્ધ અને નિયતપૂર્વવર્તિ-કારણ બને છે. મહામંત્રમાં નિર્દિષ્ટ પંચ પરમેષ્ઠીઓનું આરાધન એ જ નિશ્ચય ધ્યાન તરફ દોરી જનાર વ્યવહારુ માર્ગ છે. જૈન ગ્રન્થકારો **પરંપરયા કારણ-ભૂતમ્**, એવો શબ્દપ્રયોગ કરીને વારંવાર તેને ઓળખાવે છે. એ રીતે મહામંત્રની આરાધના જરૂર નિશ્ચય-ધ્યાનગામી છે.

### મહામંત્રનું ફળ

છેલ્લું, મહામંત્રના જપ વડે પરિણામવિશુદ્ધિ એટલે કે મનની સંપૂર્ણ શુદ્ધિ થાય છે, તેનાથી સર્વ કર્મોનો ક્ષય [illegible]

છે, તેના ફળસ્વરૂપે કેવળજ્ઞાન અને મોક્ષની પ્રાપ્તિ થાય છે અને આ રીતે, જૈનમત પ્રમાણે, મહામંત્ર સર્વોત્તમ ફલદાયક છે

કેટલાક લોકોની ફરિયાદ છે કે મહામંત્રનો જાપ ઘણીય વાર નિષ્ફળ જાય છે જૈનમત પ્રમાણે, આનો જવાબ આ પ્રમાણે છે જ્યારે મહામંત્રના જપનુ યોગ્ય ફળ નથી મળતુ ત્યારે આપણે એક વાત ભૂલી જવી જોઈએ નહિ કે અધિકારી સાધક જ ફળને યોગ્ય મનુષ્ય ગણાય દેહ, ચિત્ત અને આત્મા, ત્રણેની અપેક્ષાએ સાધક યોગ્યતાવાળો હોય તો ફળનો અધિકાર તેને ગણી શકાય તો પછી કોઈ માણસને વિહિત ફળ ન મળ્યુ, તો આપણે જાણવુ જોઈએ કે તે હજી પૂર્ણ અધિકારી નથી. આ દૃષ્ટિએ વિચારીએ તો નવપદ સ્વરૂપ મહામંત્રની છેલ્લા ચાર પદોરૂપી ચૂલિકા અત્યંત મહત્ત્વની છે સાધક અધિકારી છે કે નહી? તેનો નિર્ણય ચૂલિકાના પદોવડે સહેલાઈથી કરી શકાય છે ચૂલિકાના પદોથી એ સાબિત થાય છે કે–આ મહામંત્ર પાપનો નાશ કરનાર છે, તેથી પાપનો નાશ કરવાની બુદ્ધિથી જ તેને ગણવો જોઈએ વળી તે સર્વોત્કૃષ્ટ ધર્મ મંગળરૂપ છે, તેથી ધર્મબુદ્ધિના હેતુથી જ તેને જપવો જોઈએ. એ રીતે શુદ્ધ બુદ્ધિથી ગણનાર સાધક તેનો સાચો અધિકારી ગણાય છે અહીં એ કહેવાની જરૂર નથી કે–આ જાતિનો અધિકારી પોતાની ભૂમિકાને યોગ્ય પાપવર્જન કરવા માટે તત્પર હશે જ

## ઉપસંહાર

નવ પદમય આ મહામંત્ર શાશ્વત છે, એમ શ્વેતામ્બર જૈનો માને છે ગમે તેટલા પ્રાચીન ભૂતકાળમા થઈ ગયેલા તીર્થંકરોએ પણ આ અનાદિ મંત્રને